સામાનના પૈસા એકજ જણ પાસે એકી વખતે લઈ લીધાથી ખટપટ દૂર થાય છે. આ દુકાનોમાંથી રાંધવા કરવા જોઇતાં વાસણો મળી આવે છે. કેટલીક જગાપર ઘી સારૂં હોતું નથી, મસાલો તો મુદ્દલ રાખતા નથી માટે તે હરિદ્વારથી તૈયાર કરાવી લેવો.

પહેરવાનાં કપડાં ગરમ રાખવાં, ગલપટા, મોજાં, કાનટોપી વગેરે પહેરી શરદી ન લાગે એવી સંભાળ આગળથી રાખવી જોઇએ છે. ધોતીઆ કરતાં લેંઘા કે પાટલૂન પહેરવા ઠીક પડે છે. ત્યાંના લોક મોટે ભાગે લેંઘા પહેરે છે. પગે બાંધવાની ગરમ પટીઓ પણ રાખવી, વાસણકુંસણ પણ ખપ જોગાં હલકાં રાખવાં, વધારે રાખવાથી ખર્ચ વધી જાય છે. માર્ગમાંથી કેટલાક યાત્રીઓ સદાવ્રતો આપે છે; અર્થાત્ તેઓ જ્યાં જ્યાં મુકામ કરે છે ત્યાં ત્યાં જે કોઇ સાધુસંત ભિક્ષા માગે છે તેને તેઓ ભિક્ષા આપે છે; આવી રીતે ઘણા સાધુસંતોને પણ આ યાત્રા કરવાનું સહેલ થઇ પડે છે. કેટલાક ડોસાંડગરાં તથા નાના બાર ચૌદ વર્ષનાં છોકરાઓ પણ ચાલીને આ યાત્રા કરે છે, તેમને વખત વધારે લાગે છે. તેઓ થોડે થોડે મુકામ કરે છે. એક સાધુ મુદ્દલ ચાલી શકતો ન હતો તે પગે પાંગળો હોવાથી, હાથમાં લાકડાના ટેકા લઇ, બેઠો બેઠો મુસાફરી કરતો હતો. તેને પૂછતાં તેણે જવાબ દીધો કે આ તો મારી બીજી વખતની બદ્રીકેદારની યાત્રા થાય છે. પ્રથમ પણ મેં એવીજ રીતે યાત્રા કરી છે. આવી શ્રદ્ધાવાળા પુરૂષોને ધન્ય છે.

માર્ગમાં શાકભાજી મળતી નથી. બતાકા મળે છે, ખાંડ સાકર વગેરે મળે છે. ઘણાં સત્વ ( સેકેલા ઘઉંનો લોટ ) સાથે રાખે છે, અને તેનો આહાર કરી પાણી પીએ છે. નળને ( નયણે ) કોઠે પાણી પીતાં નથી. આ મુસાફરીમાં લાલસાંગા આગળથી ઘણાને ઝાડા થાય છે, તે ચાલવાની ગરમીને લીધે, હવાને લીધે, અથવા પાણીના ખાસ ગુણને લીધે થાય છે. માટે ખોરાકમાં દૂધ, ઘી વધારે વાપરવાની જરૂર છે, તેમજ મુસાફરી ટુંકે ટુંકે કરવાની જરૂર છે. પાછા ફરતાં ઉતરતો રસ્તો ઢલાણનો હોવાથી કેટલાક લોક ગજા ઉપરાંત બારથી વીસ મૈલ ચાલી તંદુરસ્તિ બગાડે છે, માટે પાછા ફરતાં પણ બહુ સાવચેતી રાખવી, ને આઠ દશ મૈલથી વધારે ચાલવું નહિ.

ચટ્ટીઓમાં જેમ જેમ આગળ વધતા જઇએ છીએ તેમ તેમ સીધા-સામાનનો ભાવ વધતો જાય છે. કેદારનાથ તથા બદ્રીનારાયણ સુધીમાં બે ત્રણ ઘણો ભાવ થઇ જાય છે. દર રતલ એકના આઠ આના સુધી ભાવ થઇ જાય છે. કારણ ઉપર અનાજ લઇ જવાની મજુરી બહુ પડે છે. ગધેડા ને બકરાપર અનાજ લાદી લઇ જવું પડે છે. તે વધારે અનાજ

ચઢી શકતાં નથી. આવી આવી અડચણો છતાં સીધાંસામાન મળે છે, એ કંઇ નાની સુની વાત નથી. કેટલીક જગોએ તૈયાર પૂરી અને બટાકા પણ મળે છે. ડુંગરોની ધારપર હાલમાં અંગ્રેજ સરકાર તરફથી ડુંગરો ફોડીને પાંચ ફીટનો રસ્તો કરવાનું કામ ચાલુ થયેલું છે, તે હવે પૂરું થઇ ગયું હશે.

ગોર અથવા પંડયાના માણુસો ઘણું કરી હરિદ્વારથી લાગુ પડે છે. આખી યાત્રામાં તે સાથે રહે છે. તેઓનાં ગુજરાનનો તમામ આધાર યાત્રીઓપર રહે છે; તોપણ બીજાં સ્થાનોપર ગોરનો જેટલો જુલમ છે તેટલો નથી, ઉલટા તેઓ ભોમીયા તરીકે યાત્રિકોને ઘણા ઉપયોગી થઇ પડે છે.

બધી મોટી મોટી ચટ્ટીઓનાં નામપર લોભાવું નહિ. કેટલીક નાની ચટ્ટીઓ પણ સ્વચ્છ હોય છે. ત્યાં ઉતારો કરવાથી સગવડ સારી જળવાય છે, મોટી મોટી ચટ્ટીઓમાં યાત્રીઓ વિશેષ ઉતારો કરે છે, તેથી ત્યાં ગરદીને લીધે એકલવાયાને જગા મળતી નથી, કદાચ મળે તો સગવડ રહિત મળે છે. સાથે ગોર હોય છે, તે લોભની ખાતર શ્રીમંત યજમાનોની સગવડ સારી રીતે સાંચવી, આગળથી સારી ચટ્ટીમાં તેમને ઉતારો આપે છે. કેટલીક વખતે એકલવાયા તેમની પાછળ દોરવાય છે, અને દુ:ખી થાય છે, કારણ ગોર તેમને ઉંધું ચત્તુ સમજાવી, પોતાની કમાણી ન જાય, તે માટે સાથે રાખવાનો પ્રયત્ન કરે છે. આ પહાડી મુલકમાં જન જનાવરો કે લૂટારાનો કશો ભો નથી, માટે યાત્રીએ બેધડક પોતાની સગવડ સાંચવી, જેમ આરામ વિશેષ મળે તેમ શ્રદ્ધાપૂર્વક યાત્રા કરવી.

બદ્રીકેદારની યાત્રાએ જનારા ઘણાખરા પહેલાં હરિદ્વાર જાયછે. અહીંથી ત્રણ મૈલપર કંનખલ કરીને એક શહેર છે, ત્યાં હરિદ્વારના પંડયાઓ તથા કેટલાક સાધુઓના મુકામો છે. બ્રહ્મવેત્તા સાધુઓનાં દર્શન અત્રે થાય છે. કેશવાનંદ નામના બ્રહ્મનિષ્ટ મહાત્માનો એ શહેરમાં મુકામ છે. એમની પાસે ઘણા શિષ્યો વેદાંતનો અભ્યાસ કરે છે. હરિદ્વારથી ઉત્તરમાં એક મૈલ દૂર ભીમગોડા છે. ત્યાં ભીમકુંડ છે, તેમાં સ્નાન કરી, ભીમેશ્વર મહાદેવ ત્યાં છે, તેનાં દર્શન કરવાનું મહાત્મ્ય ઘણું છે.

હરિદ્વારથી આસરે ૧૪ા મૈલને છેટે “ હૃષિકેશ ” આવેલું છે. ત્યાં ઋષિઓ, સંન્યાસીઓ, મુનિઓ, અવધૂતો, દિગંબરો, તથા બ્રહ્મવેત્તા જ્ઞાની પુરૂષો એકાંત વાસ માટે બરૂની કુટીઓ બાંધી રહે છે. તેમને માટે ત્યાં ત્રણ ચાર અન્નક્ષેત્ર પણ ઉઘાડેલાં છે, તેમાં સદાવતો અપાય છે. તેનો

નિભાવ હિંદુસ્થાનની ચારેકોરથી શ્રીમંત ગૃહસ્થો ચલાવે છે, તેઓ યથાશક્તિ રકમ દર વર્ષે હુંડી મારફત તેના વહિવટદારપર મોકલી આપે છે. મોટે ભાગે મારવાડીઓ મોટી મોટી રકમો મોકલી આપે છે.

અહિં શ્રી કાળી કામળીવાળા બાબાજીનું ક્ષેત્ર છે, ત્યાં સાધુ સંન્યાસીઓનો સત્કાર યથાયોગ્ય થાય છે, એટલુંજ નહિ પણ ગૃહસ્થીઓને પણ ઉતારાની, બિછાના તથા વાસણકુસણની જોઇતી સોઇ પૂરી પાડવામાં આવે છે એક પગારદાર દેશી વૈદ્ય રાખવામાં આવ્યો છે, તે પ્રાચીન તથા અર્વાચીનને અનુકુળ વનસ્પતિની, દેશી અથવા અંગ્રેજી દવાઓ રાખે છે. યાત્રાળુ પણ અત્રે સ્વસંપત્તિ મુજબ નાણું ભરે છે, કેટલાક અત્રેનાં સાધુ સંન્યાસીઓને લાડવા, પૂરી, દુધપાક વગેરેનાં જમણ આપે છે.

આ કાળી કામળીવાળા બાબાજીની કેદારમાં તથા બદ્રીનારાયણમાં ધર્મશાળા છે. માર્ગમાં રૂદ્રપ્રયાગ, દેવપ્રયાગ, શ્રીનગર, કર્ણપ્રયાગ વગેરે મોટા મોટા ધામોમાં પણ એની ધર્મશાળા છે. તેની દેખરેખ માટે લાયક શિષ્યોને રોકવામાં આવ્યા છે. તેઓ કોઇ પણ જાતની લાલચ વગર યાત્રીઓની સંભાળ રાખે છે. તેમની તંગીઓ દૂર કરી આપે છે. જે યાત્રી હૃષિકેશથી, જ્યાં જ્યાં બાબા કાળી કામળીવાળાની ધર્મશાળા છે, ત્યાં ત્યાંના વહિવટદાર પર ભલામણ પત્ર લઇ જાય છે તેને બહુ સરળ થઇ પડે છે.

આ ' કાળી કામળીવાળા '' નામથી ઓળખાતા સાધુએ પોતાનું કર્તવ્ય કરી રહ્યા પછી, બાકીની તમામ જીંદગી પરોપકારાર્થે ગાળી છે. એક જગોપર બેસી ન રહેતાં તે ગામેગામ રખડી લોકોને બોધ કરતો, અને બદ્રીકેદારની યાત્રા કરનાર યાત્રાળુઓના તથા સાધુ મહાત્માઓના દુઃખો નિવેદન કરી, ઘણાને સદ્બોધ કરતો. તેણે અનેક શિષ્યો કર્યા છે. તેમાં ગૃહસ્થીઓ ઘણા છે. તે બધા ધર્મના સુમાર્ગે ચઢી ગયા છે. મોટા મોટા મારવાડી શાહુકારો એના શિષ્ય થઇ રહ્યા છે. તેઓએ એના નામે ઠામ ઠામ ધર્મશાળા બંધાવી આપી છે, અને તેના ખર્ચની વ્યવસ્થા પણ એવી કરી આપી છે કે તે ચાલવાને વાંધો ભાગ્યે જ આવી શકે.

આ મહાત્મા પુરૂષ પોતાના ઉપભોગ માટે એક કાળી કામળી અને એક દંડ માત્ર રાખતા. તેમની સ્થાપેલી ધર્મશાળાઓમાં બિછાના, ગાદલાં, તથા ઓઢવાના બન્તુસો, તથા ધાબળીઓ અનેક પ્રકારની હોવા છતાં તેમનો સ્વીકાર તેણે કદી કર્યો નથી. એક કામળી જૂની પુરાણી થઇ જઇ ઉપભોગને અયોગ્ય થતાં, તે તેને ગંગામાં પધરાવી દેતો, અને નવી આણતો. આવી જ

રીતે ભૂખ તૃષા, શીત, ઊષ્ણ, સુખ, દુઃખ વગેરે દ્વંદ્વોમાં તેની તિતિક્ષા ઝળકી રહેતી. એ મહાત્મા વૃદ્ધાવસ્થામાં હૃષિકેશમાં ઘણે ભાગે રહેતા હતા. તેમનો અંતકાળ પણ હૃષિકેશમાં આવ્યોછે. તેમના શિષ્યો જે ત્યાં સાથે હતા તેમણે, તથા બીજા મહાત્મા જેઓ તેમની ખબર માટે આવતા, તેમણે અંતકાળ અવલ આ મહાત્માને પૂછ્યું કે 'કંઇ આજ્ઞા હમારે માટે હોય તો ફરમાવો.' તેણે કહ્યું 'પરોપકારમાં તમારે કોઇએ પાછા હઠવું નહિ. તત્વનો વિચાર, ધ્યાન, અને મનન હરહંમેશ કર્યાં કરશો તો માયિક, દશ્ય પદાર્થો દુઃખદાયક થઇ પડશે નહિ. વિવેકાદિ જ્ઞાનના ચાર સાધનોથી વિમુખ કદી થતા નહીં. આ મારી જૂની કામળી અને દંડ, તેમ જ આ અન્નમય કોશ (શરીર) ને ગંગા માતાને અર્પણ કરી દેજો.' આટલું બોલી રહ્યા કે તરત તેમનાં ચક્ષુ વિચિત્ર રીતે ફર્યાં, અને હસતા હોય એમ તેમનો ચહેરો આનંદ થઇ ગંભીર થઇ ગયો. ચારે તરફ શાંતિ પ્રસરી રહી, અને જોતજોતામાં તેમનું ખોળીઉં જડ થઇ ગયું. તેમના શિષ્યોએ તેમની આજ્ઞાનુસાર તેમના ઉપર કહેલા સંગીઓને ગંગા માતાને અર્પણ કરી દીધા.

હૃષિકેશથી એક મૈલ શત્રુઘ્નનું મંદિર, તથા ૩ા મૈલપર લક્ષ્મણ ઝુલ્લો છે, ને ત્યાંથી ૩ા મૈલ પર ફૂલવાડી ચટ્ટી છે, અને બારેક મૈલને છેટે વિજનીની ચટ્ટી આવે છે એ વિજનીની ચટ્ટી પર જતાં વચમાં વિજનીની ચઢઇ આવે છે, આ ચઢઇ બહુ અઘરી છે. પહાડની ધારે ધારે ચઢવાની છે. લગભગ છ સાત મૈલનો ચઢાવ છે. એ ચઢાવ ચઢતાં જુવાનીઆઓ પણ થાકી જાય છે. વારંવાર થાક ખાતાં પણ, દશ બાર કદમ આગળ વધ્યા કે થાકી જવાય છે. વચગાળામાં મુકામ કે પાણી ન મળવાથી એ ચઢાવ ચઢયા વગર છૂટકો થતો નથી. કેટલાક તો વચગાળેથી કંટાળી જાય છે, તોપણ ગમે તેમ સૂતા બેસતાં સાંજ સુધીમાં એ ચઢાવ ચઢી, ચટ્ટી પર આવે છે, અને પગનાં તળીઆં સેકે છે, તથા ઉને પાણીએ આખું અંગ ઝારે છે. યાત્રીઓ ઘણું કરીને આગલે દિવસે એ ચઢાઇની તળેટી પાસે એક ચટ્ટી છે, ત્યાં મુકામ રાખી, મળસ્કામાં ઊઠી, આ ચઢાવ ચઢવા માંડે છે. એથી થંડા વખતમાં ઘણો ભાગ ચઢી જવાથી કંઇક દરજ્જે સરળતા થાય છે. કેટલાકને રોજ ટાઢા પાણીએ નાહવા કરવાથી, તથા આ ચઢાઇ ચઢતાં ઘૂંટણપર વજન આવવાથી ઘૂંટણમાં કળતર થવા માંડે છે.

વિજનીની ચઢઇ ચઢી ડુંગર પર આવ્યા પછી ઉતરાણ આવે છે. ઢળાણને લીધે જોકે વહેલું ઉતરાય છે, તોપણ સાવચેતી બહુ રાખવાની જરૂર

છે. માફેલ રહીએ તો કરાડા પરથી ગબડી પડવાનો સંભવ છે. કેટલાક યાત્રીઓના ગબડી જવાથી ચૂરેચૂરા થઇ ગયા છે, એમ કહે છે. વીજનીની ચટ્ટી મુકયા પછી ત્રણેક દિવસમાં દેવપ્રયાગ આવે છે. તેની વચમાં મહાદેવ ચટ્ટી, કાંડીચટ્ટી, તથા વ્યાસઘાટ આવી જાય છે. વ્યાસ ઘાટમાં નયાર નદી॰ પર લાકડાનો પૂલ છે. વ્યાસનું મંદિર છે. ત્યાંથી ૭ા મૈલપર દેવ॰ પ્રયાગ આવે છે.

**દેવપ્રયાગ**—લક્ષમણ ઝુલ્લાથી ૩૫ મૈલ દૂર છે. અહીં અલકનંદાને ભાગીરથીનો સંગમ છે. શહેર નાનું સરખું છે, પણ રોનકદાર છે. નદીને બંન્ને કાંઠે ગામની વસ્તિ છે. નદીપર પૂલ છે, તે ઉતરી પેલેપાર જવાય છે. આથી આ શહેરની શોભામાં વધારો થયો છે. ઓવારો તથા મંદિર પેલેતીર છે, ત્યાં શ્રાધ્ધાદિક કર્મ કરી મંદિરમાં દર્શન કરવા યાત્રીઓ જાયછે. રામ લક્ષ્મણા॰ દિના પાંચ સાત મંદિરો છે. વર્ષના ૭ માસમાં જ્યારે બરફને લીધે માર્ગ બંધ થઇ જવાથી બદ્રીનાથના પટ બંધ રહે છે, ત્યારે બદ્રીનાથના ગોર આ શહે॰ રમાં રહે છે. આ ગોરોની ચાલચલગત તથા ખાવા પીવાના વહેવારમાં લોક અનેક તરેહની વાતો કરે છે, તેથી દિલગીર થવા જેવું છે. અહીં કાળી કામળીવાળા બાબાજીની ધર્મશાળા તથા સદાવ્રત છે. એક ધર્માદા દવાખાનું પણ છે. બાસમની નામના સર્વોત્તમ ચોખા આ બાજુપર વેચાતા મળે છે. અંહીથી ૨૦ મૈલપર ભાગીરથી ગંગાને કાંઠે, **શ્રીનગર** નામનું એક મોટું શહેર આવે છે. **શ્રીનગર**—અસલનું જૂનું શહેર સંવત ૧૯૫૧ ની સાલમાં ભાગીરથી ગંગામાં મોટું પૂર આવવાથી આખું તણાઇ ગયું છે. માત્ર એક કમલેશ્વર મહાદેવનું સ્થાન બચી ગયું છે, તે હાલ દેખાય છે. ત્યાંથા બે મૈલ ઉપર આ નવું શ્રીનગર વસ્યું છે. અહીં પણ કાળી કામળીવાળાની ધર્મશાળા છે, તેની વ્યવસ્થા એક બ્રહ્મચારી કરે છે. અહીં તાર ઑફીસ, પોસ્ટ ઑફીસ તથા સરકારી દવાખાનું છે. બોર્ડીંગ સ્કૂલ, વિદ્યાલય, તથા વેદિક પાઠશાળા છે. અહીં આસરે ૪૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આ શહેરમાં શ્રીલક્ષ્મીજીનો સ્વયંવર થયો હતો. અને તેના નામપરથી એ નગરનું નામ શ્રીનગર પડયું છે. **શ્રીયંત્ર**—લક્ષ્મીનું યંત્ર એક શિલા ઉપર કોતરેલું છે, તે હાલ ઘસાઇ ગયું છે. બજાર બહુ સારો અને મોટો છે, અને દરેક ચીજ મળે છે. રસ્તા પોહોળા છે, અને હવા સારી છે.

**રૂદ્રપ્રયાગ**—શ્રીનગરથી ૧૮ મૈલને છેટે છે. આ પ્રયાગ અલકનંદા તથા મંદાકિનીથી બન્યો છે. અલકનંદા બદ્રીનાથથી આવે છે, અને મંદાકિની

કેદારનાથથી આવે છે. તેમનો સંગમ અહીં થાય છે. અહીંઆં ગંગાભેટ, તથા શ્રાધ્ધાદિક ક્રિયા કરવામાં આવે છે. સ્થાન બહુ રમણીય છે. રૂદ્રનાથ મહાદેવનું ઘણુંજ સુંદર, એકાંત, અને બે ઘડી ભજન, પૂજન, તથા ધ્યાન કરવા લાયક મંદિર છે. લોકો ભાંગ પીએ છે ને લહેર કરે છે. કાળી કામળીવાળાની ધર્મશાળામાં માળ ઉપર બેસવા ઉઠવાની, ને નીચે રાંધવા કરવાની સોઇ સારી છે. અત્રેથી યાત્રીઓ કેદારનાથને ચઢાવવા બીલપત્ર મંગાવી, તેને ગોઠવી, ચોડ કરી સાથે લઇ લે છે. અહીંથી બે રસ્તા ફાટે છે. એક કેદારેશ્વરનો ને બીજો બદ્રીનારાયણનો. કેટલાક વૈશ્નવો, જેઓ ધર્મનું રહસ્ય જાણતા નથી તેઓ મહાદેવપર અભાવ રાખે છે. આથી કરીને તેઓ કેદારેશ્વર ન જતાં, અહીંથી બારોબાર બદ્રીનાથ જાય છે. ખરૂં પૂછો તો કેદારેશ્વરની યાત્રા કર્યાં વગર બદ્રીનારાયણની યાત્રા સફળ થતી નથી, એવું ત્યાંના લોકનું કહેવું છે. આ ભેદ ભાવ દુઃખદાયક છે. નારદીય પુરાણમાં કહ્યું છે કેઃ—

हरिरूपी महादेवो, लिंगरूपी जनार्दनः ।
इषदप्यन्तरं नास्ति, भेदकृन्नरकं व्रजित् ॥

અર્થ—મહાદેવ હરિરૂપ છે, ને હરિ મહાદેવરૂપ છે. એ બેમાં કિંચિત્ ભેદ નથી, છતાં જે કોઇ ભેદ ગણે છે તે નરકમાં પડે છે. વિષ્ણુ પુરાણાદિ ગ્રંથમાં પણ એવોજ બોધ છે.

અહીંથી ૧૦ મૈલપર અગસ્ત્યમુનિનો આશ્રમ આવે છે. અહીં અગસ્ત્યમુનિનું મંદિર છે. તેમાં તેની ધાતુની મૂર્તિ છે. તેણે હસ્તમાં શસ્ત્ર ધારણ કરેલાં છે. મંદિર તેમજ મૂર્તિ ઘણા કાળની પ્રાચીન છે. અહીંથી દોરડાને ઝૂલો ઉતરી પાર જઇએ, તો ચાર મૈલને છેટે **ચંદ્રાપુરી** આવે છે. ત્યાં ભગવતી દુર્ગાનું મંદિર છે. આ ધામ પેલેપાર હોવાથી, તથા દોરડાનો ઝૂલો (પૂલ) ઉતરવા પડવાની અડચણને લીધે, બધા યાત્રીઓ ત્યાં જતા નથી. કેટલાક શ્રધ્ધાળુ જુવાનીઆઓ જાય છે.

અહીંથી **ગુપ્તકાશી** પંદર મૈલપર આવે છે. તેને ગુહ્યવારાણસી પણ કહે છે. અહીં ગુપ્તદાન કરવાનું બહુ મહાત્મ્ય છે. નાળીએરના ગોટામાં ગાબડું પાડી સોનું, રૂપું કે, ઝવાહીર જે દાન કરવું હોય તે તેમાં ભરી, ગાબડું પાછું બંધ કરી, યાત્રિકો યથાશકિત ગુપ્તદાન કરે છે. અહીં સર્વેશ્વર મહાદેવનું મંદિર છે, તેમાં વિશ્વનાથ નામનું શિવલિંગ છે. એ મંદિરની ચોતરફ ફરતી ધર્મશાળા છે. એને ચારે બાજુએ દરવાજા છે. અહીં મણિ-કર્ણિકા નામનો કુંડ છે. તેમાં એક ગોમુખમાંથી તથા એક હાથીના મુખમાંથી

ધારા પડે છે. એમાં સ્નાન દાનાદિ કરવાનું ફળ વિશેષ કહ્યું છે. વળી અહીં પાંડવોની મૂર્ત્તિઓ દર્શન કરવા યોગ્ય છે. અહીંથી દૂરના ડુંગરોપર બાઝેલું બરફ સફેત ચાંદીની માફક ઝળકતું જણાય છે. એ દેખાવ બહુ રળીઆમણો દેખાય છે. અંહી એક બાગ છે તેમાં લીંબુ, નારંગી, વગેરે થાય છે. બજાર પણ સારો છે. અત્રે પગરખાં (જોડા) ની બજાર છે, બીજે કયાંય નથી. ગરમ કપડાં વગેરે જે જોઇએ તે મળે છે. એ બધું સામેપાર ઉખીમઠ નામનું મોટું શહેર છે ત્યાંથી આવે છે. એ શહેર આપારથી બહુ શોભા આપે છે. આ બંન્ને જગ્યા ઉંચાણમાં આવવાથી મનોહર થઇ પડી છે. નીચે ગંગા વહ્યા કરે છે. અહીંથી ૧૭ મૈલ દૂર, ત્રિયુગીનારાયણનું પ્રાચીન સ્થાન આવે છે. ત્યાં બ્રહ્માં, વિષ્ણુ, અને શિવજીના કુંડ છે. તેમાં સ્નાન કરવું. ત્રિયુગીનાથનું મંદિર એ કુંડોની પાસે જ છે. પાર્વતિજી, શિવજીનાં અર્ધાંગનાં થાય તેથી અત્રે શિવજીની મૂર્તિનો અર્ધ ભાગ પુરૂષ રૂપે, અને અર્ધ સ્ત્રી રૂપે છે. મૂર્તિ બહુ દર્શનીય છે. તેની સામે નદી છે. તેની પછવાડે એક યજ્ઞ કુંડ છે. એને માટે એવું કહેવાય છે કે જ્યારથી શિવ અને પાર્વતિજીના વિવાહ આ કુંડ પાસે થયા, ત્યારથી એ કુંડનો અગ્નિ યુગાન્તરથી તે આજદિન સુધી પ્રજવલિત રહ્યો છે એમાં યાત્રીઓ હોમ કરે છે, યથા શકિત લાકડાં નાખે છે. અથવા ત્યાંના ગોરને લાકડા નાંખવા માંટે કાંઇક આપી જાય છે. કાળી કામળીવાળાની અહીં ધર્મશાળા છે. અહીંથી ઠંડીનું જોર વધવામાંડે છે. ગરમ કપડાંનો ઉપયોગ કરવો પડે છે, અને નબળા પોચાને સગડી સળગાવી તાપ્યા વગર ચાલતું નથી. રસ્તામાં પાટીગાડ તથા ઝલમલ પટન આવે છે.

**ગૌરીકુંડ** અહીથી ૫ મૈલને છેટે આવે છે. અહીં ગવરીશંકરનું મંદિર છે. એક બાજુ અમૃત નામનો કુંડ છે. તેથી ૧૫ વારને છેટે બીજો કુંડ છે. તેનું નામ ગવરીકુંડ છે. તેમાંથી ગરમ પાણી વહે છે. તેમાં સ્નાન કરવાનું મ્હોટુ મહાત્મ્ય છે. પાર્વતિજીએ આ કુંડમાં સ્નાનકરી, શરીરનો મેલ ઉતારી, તેના ગણુપતિ બનાવ્યા હતા અવું કહેવાય છે. આં કુંડમાં સ્નાન કરવાથી ટાઢ ઉડી જાય છે. ઉનાપાણીએ કરીને શરીરનાં અવયવો સેકાય છે અને થાક ભાંગી આંગ હલકું ફૂલ જેવું થઇ આરામ થાય છે. ગરમ જલમાં પાંચ મીનીટથી વધારે રહેવું નહી. પ્રથમ ગરમ જળમાં સ્નાન કર્યા પછી શીત જલમાં સ્નાન કરીએ તો પ્રકૃતિ બગડતી નથી.

ગૌરીકુંડથી બે મૈલ આગળ **ચીરવાસા ભૈરવ**નું સ્થાન આવે છે. તેને દરેક યાત્રિકે ચીર ચઢાવવું જોઇએ. ગરીબ હોય તો તેણે એક કોરા

કપડાની એક ઇંચ જેટલી પટી પણ ચઢાવવી જરૂરની છે, કારણ એવું કહેવાય છે કે જે યાત્રી ચીર ચઢાવતો નથી તેની યાત્રાનું ફળ એ ભૈરવ હરી લે છે.

અહીથી ૩ મૈલને છેટે રામવાડા નામની ચટ્ટિ આવે છે. રસ્તામાં ચાર પાંચ ઠેકાણે બરફ ઉપર ચાલવું પડે છે. રસ્તો ચઢાણ ઉતરાણનો હોવાથી અઘરો છે. તેની સાથે ટાઢ તો કહે કે મારૂં કામ. અહીંથી કેટલાક યાત્રીએ લાકડાના ભારા કેદારનાથ પોતાના ઉપયોગ માટે મોકલવા બંદોબસ્ત કરે છે, કારણ કેદારનાથમાં ટાઢ પુષ્કલ પડે છે. સૂર્યના દર્શન દશ અગ્યાર વાગ્યા સિવાય થતા નથી. તે પણ કલાક કે બે કલાક. આખો દિવસ અને આખીરાત સગડી સળગાવી તેની પાસે બેસી રહેવાનું મન થાય છે. તમામ જમીન જાણે ઠુંડી ગારા જેવી હોય છે. ઓઢવા પાથરવાનું પુષ્કળ હોય તો જ સેજસાજ ઉંઘ આવે, નહિતર તો પાંસળા ઘસી ઘસીને, અથવા પેટમાં પગ નાખી પડી રહીને રાત કાઢવી પડે છે. ચારે બાજુપર બરફથી ઢંકાયલા ઉજળા ડુંગરો આવી રહ્યા છે. ગંગાજી નજદીકમાં ક્રોધથી ગર્જના કરતા હોય તેમ ઘૂઘવાટો કરતા વહે છે. ડુંગરોપર જયાં જોઇએ ત્યાં બરફથી ઢંકાયલા બગલાની પાંખ જેવા સફેત શિખરો તથા ધાબા માલમ પડે છે. કૈલાસનો વૈભવ અત્રે સાક્ષાત્ માલમ પડે છે. અહીથી સાડાચાર મૈલ દૂર કેદારનાથ છે. પ્રથમ એક મૈલ સૂધીનો રસ્તો ચઢ ઉતરતો હોવાથી સુગમ છે, પણ વચગાળાનો બે મૈલનો રસ્તો છેક સીધો ચઢાઇનો છે. વીજનીની ચઢાઇ કરતા પણ આ ચઢઇ ઘણી અઘરી છે. રસ્તો કેટલીક જગોએ બરફથી ઢંકાઇ ગયલો હોવાથી બરફપર ચાલવું પડે છે. તેમાં કેટલીક જગોએ તો બરફની છેક ધારપર ચાલવાનું આવે છે, ત્યાં ભય લાગે છે. નબળા પોચાને કંપ થયા વિના રહે તો નથી. "મુખમે રામ, પગમે ધ્યાન" એવું જે કહેવાય છે તેનો ખરેખરે ખયાલ આ અનુભવથી જ થાય છે. ચાર પાંચ કદમ ભરીએ કે જાંગો ભરાઇ જાય છે. આરામ માટે બેસી જવાનું મન કસરતથી કસાયલા માણસને પણ થાય છે. કારણ ચઢઇ એકદમ ઉંચાણમાં હોવાથી, પગપર વજનનું દબાણ વધારે થવાથી, ગોટલા ભરાઇ જાય છે. તેની સાથે ટાઢ સખ્ત વાય છે. આ બધામાં આજુબાજુનાં બરફથી છવાયલા પર્વતોને અથડાઇ થંડો પવન ફૂંકી ઉમેરો કરે છે. લોહી થંડુ પડી જાય છે. સાંધા તથા હાડકા અકડાઇ જાય છે, કેટલીક જગોપર બરફના થર પડી પડીને ડુંગર થઇ રહયા છે. આવી રીતે મંદાકિની ગંગા નદી ઉપર બરફ પડવાથી, કેટલીક જગોએ નદીનું પાણી નીચેથી વહીજાય છે, અને ઉપર જાણે બરફનો પૂલ કેમ ન બાંધ્યો હોય તેમ

બરફ બાકી રહેલું જણાય છે. પટ ખુલતી વખતે બરફ ઘણી જગ્યાએ માલમ પડે છે. ત્યાર પછી જેમ જેમ દિવસ થતા જાય છે તેમ તેમ બરફ ઓગળતું જાય છે, અને રસ્તો બરાબર પડતો જાય છે. આ ચઢાઇ પણ સખ્ત છે. એ ચઢાઇ ચઢી રહયા પછી એક મૈલ સપાટ જમીનનું મેદાન આવે છે. ત્યાર બાદ કેદારનાથપુરીમાં દાખલ થવાય છે.

**કેદારનાથ પુરીનું** સ્થાન દ્વાપર યુગમાં પાંડવોએ સ્થાપ્યું છે. કેદારેશ્વરનું મંદિર સુવર્ણ કળશનું વિશાલ છે. જેણે જન્મ ધારણ કરીને એકવાર આ કૈલાસ યાત્રા કરી, કૈલાસપતિના દર્શન કર્યાં છે, તેના જન્મને ધન્ય છે. અહીં અને ચમત્કારોનો પ્રત્યક્ષ અનુભવ થતાં, ઐશ્વરી રચનાની શોભાનો આભાસ મનોવૃત્તિમાં પડયા વિના રહેતો નથી. આ યાત્રાથી બ્રહ્મહત્યાદિક અનેક પાપોની નિવૃત્તિ થાય છે. એ પુરિ દક્ષિણ ઊત્તર વસેલી છે.

આ સ્થાન સમુદ્રની સપાટીથી ૧૧,૫૦૦ ફીટ ઉંચે આવ્યું છે. મંદાકિની અને સરસ્વતિગંગાની વચ્ચે એ પવિત્ર મુલક આવેલો છે. એના ઉપલા ભાગમાં કૈલાસ શૃંગ છે. તે હંમેશા બરફથી ઢંકાયલો રહે છે. એનાપર ચઢી કૂદકો મારી પ્રાણત્યાગ કરવાનું શાસ્ત્રમાં મોટું મહાત્મ્ય લખ્યું છે. અહીં કાળી કામળીવાળા બાબાજીની ધર્મશાળા છે, તેમાં સદાવ્રત અપાય છે. અહીં લોક ગોદાન આપે છે. અહીં ત્રણ રાત્રિ કાઢવાનું મહાત્મ્ય કહેલું છે. પણ થંડી ઘણી હોવાથી ન બને તો એક રાત્રિ તો રહેવું. આ સ્થાનમાં ભોજન કરવું કેટલાકને ઠીક લાગતું નથી, તેથી તેઓ બીજે દિવસે નીચે ઉતરી જાય છે. આ પુરીમાં ૧૮-૨૦ ધર્મશાળા છે. દુકાનો પણ પંદરેક છે. કેટલાક ગોરોનાં ઘરો છે. પ્રથમ મંદિર તથા એક બે ગોરનાં ઘર પરથી બરફ ખસેડવામાં આવે છે. બાકી આખી પુરી બરફથી ઢંકાયલી હોય છે. આ બરફ ધીમે ધીમે કંઇક પીગળી જાય છે, અને કંઇક માણસો મહેનત કરી દૂર કરે છે. જ્યાં જોઇએ ત્યાં સફેદ ચંદની જેવું બરફ જણાય છે. ઝાડ કે પાન કંઇ પણ દેખાતા નથી. કારણ હીમ પડવાથી ઝાડ ઉગતા જ નથી, ને ઉગે તો બળી જાય છે. કેટલીક જગ્યાએ બરફ પડી રહેલું હોવાથી બે ફીટ બરફથી નીચે ઉતરીએ ત્યારે ઘરમાં દાખલ થવાય છે. આવા વિકટ સ્થાનપર તો "જેને રાખેરામ, તેનું કોણ લેઇ શકે નામ" એવી ધાસ્તિ લાગે છે. પટ ખોલે છે તે વખતે આવી મુસીબત વેઠવી પડે છે. જેમ જેમ દિવસ વધતા જાય છે, તેમ તેમ બરફ ગળવાથી મુસીબતો દૂર થાય છે. દરરોજ સો દોઢસે યાત્રીઓનો સંઘ આવે છે, ને જાય છે.

રામ વાડાથી ચાર મૈલ છેટે મંદાકિની ગંગાપર એક નાનો લકડી પૂલ આવે છે, તે ઉતરી દશેક મીનીટ ચાલ્યા પછી કેદારેશ્વર મહાદેવનું મોટું ભવ્ય મંદિર આવે છે. તે સુવર્ણ કળશથી જડિત હોવાથી રમણીય દેખાવ આપે છે. તેમાં કેદારેશ્વર મહાદેવનું શિવલિંગ છે, તે બાર જ્યોતિર્લિંગમાં સર્વોત્કૃષ્ટ છે.

આ લિંગ એક નાના સરખા ડુંગરના આકારમાં છે, અથવા તો શિર રહિત પાડાનું ધડ પડ્યું હોય તેવા આકારમાં છે. સન્મુખથી આસરે ચાર ફુટ ઉંચું છે. પાછળથી ત્રણેક ફીટ ઉંચુ છે. લંબાણમાં પાંચેક ફીટ છે, અને પહોળાઇમાં ત્રણ ચાર ફીટ છે. ટૂંકમાં તેની આકૃતિ  કંઇક આવી છે. એ લિંગને ઘૃત ચોપડી ભેટવાનું ફળ વિશેષ છે. કારણ એવું કહેવાય છે કે એ લિંગ શંકરનું હૃદય છે. માટે છાતી અડકાડી ભેટવું જોઇએ. એનુ માથું નેપાળમાં પશુપતેશ્વર નામથી પ્રસિદ્ધ છે. કેદારેશ્વરની પછવાડે પાર્વતિજીની મૂર્તિ છે. આગલા ખંડમાં પાંચ પાંડવોની મૂર્તિ છે. પછવાડે અમૃત કુંડ છે. તેમાં બે શિવલિંગ છે. તેની પાસે હંસકુંડ તથા રેતકુંડ છે, તેના આચમનનું ફળ ઉત્તમ કહેવાય છે. અહીં ઇશાનેશ્વર નામનું એક શિવલિંગ છે. કેદારનાથના મંદિરની સામે ઉદકકુંડ છે. તેના ઉપર બનાવેલા મંદિરને પણ સોનાના કળશ છે. અહીં ડાબા હાથથી ત્રણ, તથા જમણા હાથથી ત્રણ આચમન કરવાનો મહિમા છે. આ ભૂમિપર ડગલે ડગલે તીર્થ છે, માટે એનો મહિમા શ્રેષ્ટ છે. કૈલાસમાં ભિન્ન ભિન્ન સ્થાનોએ ભિન્ન ભિન્ન નામથી પંચકેદારનું વર્ણન કહ્યું છે, તેમાં આ કેદારેશ્વર પણ આવી જાય છે.

શિયાળામાં બરફથી કેદારનાથપુરી ઢંકાઇ જાય છે, અને છ માસ પટ બંધ રહે છે, ત્યારે દેવતાઓ અત્રે યાત્રાએ આવે છે, અને પૂજા કરી જાય છે. એમ આ કેદારેશ્વરની બારેમાસ પૂજા થાય છે, એવું કહેવાય છે. મેષ કે સંક્રાંતિ વૈશાખ શુદ ૧૫ પછી પટ ઉઘડે છે. શ્રાવણ માસમાં કેદારેશ્વર મહાદેવને કમળનાં ફૂલ ચઢાવવાથી મનોવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. આ ધામ બંધ થાય છે ત્યારે, ઊખીમઠમાં કેદારેશ્વરનું બીજું લિંગ છે તેની છ માસ પૂજા રાવળજી કરે છે. કેદારેશ્વરથી પાછા ફરતાં ઢળાણને લીધે યાત્રાળુ ચાર કલાકમાં ગૌરી કુંડપર આવી પુગે છે. બાણપરથી તીર જેવો વેગ પગને મળી આવે છે.

**ઊખીમઠ**—અહીંથી ૧૮ મૈલપર ઊખીમઠ આવે છે. એ કસ્બો મંદાકિનીના કિનારાપર ઉંચા ટેકરાપર આવેલો છે. ગામ નાનું છે પણ સુંદર છે. એક ચોકમાં કેદારનાથની ગાદી તથા મંદિર છે. તેમાં કેદારેશ્વરનું બીજું લિંગ છે. જ્યારે વૃશ્ચિક સંક્રાંતિમાં કેદારેશ્વરનો પટ બરફ પડવાથી બંધ થઇ જાય છે, અને છ મહીના પછી પટ ઉઘડે છે ત્યાં સૂધી એની પૂજા થાય છે. બીજાં ઘણાં નાનાં નાનાં દેવળો છે. રાજા માંધાતાએ અત્રે તપશ્ચર્યા કરી હતી. અહીં એ રાજાની મૂર્તિ છે. બદ્રીનાથની મૂર્તિ બહુ સારી રીતે શણગારેલી હોવાથી ઘણી શોભા આપે છે ઓંકારનાથ મહાદેવ, ઓખા, અનિરૂદ્ધ, અને ચિત્રરેખાની પણ મૂર્તિઓ છે. કેદારનાથના પૂજારી છ માસ અહીં રહે છે. બજાર પણ સારો છે. વાસણકુસણ વગેરે અત્રે મળે છે. પંચકેદારેશ્વરમાં પહેલા કેદારેશ્વર, બીજા મધ્યમેશ્વર, ત્રીજા તુંગનાથ, ચોથા રૂદ્રનાથ જ્યાં શિવજીનું લિંગ ગુફામાં છે. ત્યાં શ્રાવણ માસમાં કમળપૂજા તથા રૂદ્રીપાઠ કરવાથી મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થાય છે, અને કલ્પેશ્વર તે પાચમા કેદાર છે.

**તુંગનાથ**—અહીંથી ૧૨ મૈલપર કડી ચઢઇ ચઢતાં તુંગનાથ મહાદેવનું સ્થાન આવે છે. ચઢાઇ બહુ અઘરી છે. બરફને લીધે શરદીનું જોર ઘણું છે. રસ્તો ગુંચવણભરેલો છે. માટે રસ્તો દેખાડનાર ભોમિઆને સાથે રાખ્યા વિના ઉપર ચઢવું નહિ. ઘણા યાત્રાળુઓ ઉપર જઇ ભૂલા પડી દુ:ખી થયા છે. અહીંથી આગળ જતાં સઘન જંગલ આવે છે. રસ્તો ઉતરાણનો હોવાથી ઝડપથી ચઢાય છે.

**ગોપેશ્વર**—નવ મૈલ દૂર ગોપેશ્વર નામનું નાનું ગામ આવે છે. અહીં પાણીની બહુ તંગી છે. રસોઇને માટે પોણો મૈલ ઉપરથી પાણી લાવવું પડે છે. ગોપેશ્વર મહાદેવનું શિવાલય બહુ પ્રાચીન છે. અહીંના રાવળજી પૂજારી રૂરકી કૉલેજમાં પાસ થએલા એક પેન્શનર છે, તે સ્વભાવે મળતાવડા ને પરોપકારી છે. જે યાત્રી એમની મુલાકાતે જાય છે તેને કેદારખંડના પુસ્તકમાંથી આ મંદિરનું વર્ણન વાંચી સંભળાવે છે. ત્યાં આગળ એક પીપળાનું ઝાડ છે, તેના થડમાં નાનકડું એક વેલાનું ઝાડ છે, એનાપર બારે માસ બે ચાર ફૂલ આવ્યા કરે છે. કેદારખંડના ગ્રંથમાં એને કલ્પવૃક્ષની ઉપમા આપવામાં આવી છે. ત્યાં ચોકમાં ભૈરવનાથનું જૂનું ત્રિશૂલ છે, પણ અંગ્રેજ સરકાર કહે છે કે અનંગપાળ અથવા તો તેવા કોઇ બીજા રાજાનો વિજયસૂચક કીર્તિ સ્થંભ છે. ત્યાં એક ગોસ્થલ છે, ત્યાં

જો કોઇ સાવધાન મનથી પાંચ રાત્રિ ઉપાસના કરે તો દેવદુર્લભ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**લાલસાંગા**—ત્રણ મૈલપર લાલસાંગા ( અથવા ચમોલી ચટ્ટી ) આવે છે. અહીં ગંગોત્રિ મળે છે. બદ્રીનાથથી ફરતી વખતે ઘણા યાત્રાળુઓ અહીંથી ગંગોત્રિ વેચાતી લેછે, અને તેટલા માટે શ્રીનગરથી ખાસ જોઇતી શીશી કે ચંબૂ ખરીદ કરી આણે છે. અહીં સરકારી દવાખાનું છે, તેમાં મફત દવા આપવામાં આવે છે. શહેર ડુંગરપર છે. ડેપ્યુટીકલેકટરની ઑફીસ પણ છે. અલકનંદાને કાંઠે આ શહેર આવેલું છે. અલકનંદાપર લોઢાનો મોટો પૂલ છે. રૂદ્રપ્રયાગથી લાલસાંગા સુધીની બીજી સડક ૧૧૮ મૈલ છે. અને ત્યાંથી બદ્રીનાથ ૪૭ મૈલ છે. રૂદ્રપ્રયાગથી બદ્રીનાથ આવવાનો જે સીધો રસ્તો ફાટેલો છે તે અહીં આવી મળે છે. અહીંથી **પીપલકોટી** નામની ચટ્ટી દશ મૈલપર આવે છે. કહેવાય છે ચટ્ટી પણ છે નાનું સરખું બસેં ઘરનું ગામ. ગરમ ધાબળીઓ, મૃગચર્મ, જંગલની જડી બુટ્ટીઓ, શુદ્ધ શિલાજીત, કસ્તૂરી વગેરે તથા કેટલી એક જાતની કાચરીઓ અત્રે મળે છે.

**ગરૂડગંગા**—અહીંથી ચાર મૈલપર ગરૂડગંગા આવે છે. અહીંઆં ગરૂડજીનું નાનું મંદિર છે. પિત્તળની થાળીમાં પેડાં મૂકી બ્રાહ્મણને દાન આપવાનો અત્રે મહિમા છે. ગરૂડજીએ અહીંઆ વાહન થવાની મનમાં કામના રાખી તપશ્ચર્યા કરી હતી. આથી એનું નામ ગરૂડગંગા પડયું છે. અંહીથી યાત્રીઓ ન્હાતાં ન્હાતાં ગંગામાંથી પથરી ઉપાડી લે છે. તેને ગરૂડજી આગળ ધરી ઘેર લાવે છે, અને દેવ પૂજામાં રાખે છે. એમ કહે છે કે એથી સર્પ ઘણો દૂર રહે છે. ગરૂડગંગા અલકનંદાને મળે છે. અહીંથી ત્રણેક મૈલપર **પાતાલગંગા** આવે છે. એ પર્વતોની ખીણોમાં આડી અવળી થઇને આવે છે. ત્યાંથી ત્રણેક મૈલપર **કુમારચટ્ટી** આવે છે. તે પણ પીપલચટ્ટી જેવી જ છે. અત્રે નોટના અગર ગીનીના રૂપીઆ વટાવી શકાય છે. અહીંથી ત્રણ મૈલપર અલકનંદાને પેલેપાર **કલ્પેશ્વર** છે. પણ રસ્તામાં ગુલાબકોટી તથા કુમારચટ્ટી આવી જાય છે. એ પંચકેદારેશ્વરમાંનું એક છેલ્લું કેદારેશ્વર છે. દુર્વાસાના શાપથી મુક્ત થવા ઇંદ્ર રાજાએ અત્રે તપશ્ચર્યા કરી, શિવજીને પ્રસન્ન કર્યા હતા, અને કલ્પ વૃક્ષ મેળવ્યું હતું, તે દિવસથી એ સર્વેશ્વર શિવજી કલ્પેશ્વર નામથી પ્રખ્યાત થયા છે. અહીં **વૃદ્ધ બદરી** જવાય છે. એ ક્ષેત્ર પાંચ બદ્રી પૈકીનું એક છે. અહીં **બદ્રીનામા** ભગવાન વિષ્ણુની મૂર્તિ છે. અહીંથી ૩ા મૈલપર **જોશીમઠ** છે. જેમ ઉખી મઠમાં કેદારનાથની પૂજા છ માસ થાય છે, તેમજ

અહીં બદ્રીનારાયણની પૂજા શીતકાળનાં છ માસમાં થાય છે. અહીં બદ્રીના-રાયણની પેઢી છે. હિસાબ કિતાબ અહીં જ રહે છે. આ શુભ પ્રસિદ્ધ સ્થાનની સ્થાપના ભગવાન શંકરાચાર્યે કરી હતી, તેમણે અહીંની ગાદી ઉપર પોતાના શિષ્ય **હસ્તાકમલ** આચાર્યને બેસાડયા હતા, હાલ એ ગાદી ઉપર કોઇ નથી. ખાલી છે. અહીં બદ્રીનાથની સુંદર મૂર્તિ છે. પાસે બીજી મૂર્તિઓ પણ છે. તેમ જ એક નાની શેશશાયી ભગવાનની મૂર્તિ છે. શ્રીકૃષ્ણ ભગવાન (વાસુદેવ)ની મૂર્તિ ને મંદિર સારાં છે. સામે નૃસિંહ ભગવાનની મૂર્તિ છે. તે પંચબદ્રી પૈકી છે. ગરૂડ ભગવાનની પણ એક મૂર્તિ સુંદર જોવા લાયક છે. અહીં **દંડધારા** છે. તેમાં યાત્રીઓ સ્નાન કરે છે. અહીં પ્રખ્યાત દુર્ગાજી છે. પોસ્ટ, પોલીસ, ને દવાખાના પણ છે. અહીંથી એક માર્ગ જ્યાંથી **ધવલગંગા** આવે છે, ત્યાં જવાય છે. જોશીમઠથી છ મૈલપર **તપોવન** નામનું સ્થાન છે. ત્યાંથી બે મૈલપર **ભવિષ્યબદ્રી** છે, તે પણ પંચબદ્રીમાંના એક છે. જ્યારે **નરનારાયણ પર્વતના** શિખરો આજુબા-જુના પર્વતો સાથે મળી જશે, ત્યારે બદ્રીનાથ જવાનો રસ્તો બંધ થઇ જશે. તે વખતે બદ્રીનાથ અહીં દર્શન આપશે. અત્રે **તપ્ત** કુંડ છે. અગસ્ત્ય મુનિએ અહીં વિષ્ણુની દારૂણ તપશ્ચર્યા કરી હતી. એ યાત્રાથી યાત્રીઓને વિષ્ણુ લોકની પ્રાપ્તિ થાય છે.

**નીતિપાસ**—એ તિબેટ અને હિમાલયની સીમાનો આ પ્રદેશ છે. માચ્છાં જાતિના શક લોકો વસે છે. તેઓ ચંવરગાયપર સામાન લાદે છે. તેઓ તિબેટ બહારોબહાર જાય છે. તેઓનું ખાનપાનાદિ ઘણું જૂદું છે. આપણા લોકને બહુ ધિક્કારે છે. તેમનું ફાવે તો જનાવરની માફક આપણને મારી પણ નાંખે.

અહીંથી **માન સરોવર** જવાય છે. માર્ગ બહુ કઠિન છે માર્ગમાં બાળવાનાં લાકડાં મળી શકતાં નથી. ઢોરના સૂકા છાણાંથી કામ લેવું પડે છે. તેમાં બે દિવસ તો નિર્જન કૈલાસમાં પુષ્કળ ઠંડી વેઠવી પડે છે. પવન એટલો ફૂંકે છે કે કાંકરા પથરા પણ ઉડી જાય છે. જે સાધુ સંતો માન-સરોવર જાય છે તે આ માચ્છાં જાતના લોકોનો આશ્રય લીધા વગર જઇ શકતા નથી. **નીતિ**થી આઠ દશ દિવસના રસ્તે કૈલાસરૂપી શિવલિંગનાં દર્શન થાય છે. એની ચારે બાજુ ગંગા ફરી વળ્યાં છે. અહીં **દરમ્યાન** નામનું પ્રસિદ્ધ શિવમંદિર છે. અહીંથી ૩૦ મૈલપર **માન સરોવર** છે. ત્યાં સ્નાન કરવાથી ઇંદ્રનું અર્ધું આસન મળે છે.

**વિષ્ણુ પ્રયાગ** જોશીમઠથી દોઢ મૈલપર આવે છે. અહીં અલકનંદા ને ધવલગંગાનો સંગમ છે. વિષ્ણુનું નાનું મંદિર છે. અહીં ન્હાવાનું ફળ મોટું ગણ્યું છે. અહીં ત્રણ ચાર દુકાનો છે. અનેક પ્રકારની જડીબુટ્ટીઓ શિલાજીત વગેરે મળે છે, ઘણાં યાત્રી અત્રેથી ખરા રતનજોતના મૂળીઆં ઝેરમોરા વગેરે ખરીદ કરે છે. ગંગાના આ સંગમ આગળ પાણીનું જોર એટલું બધું છે કે નાહી શકાતું નથી. ઓવારો બાંધેલો છે. પગથીઆં ઉતરી નીચે જવાય છે. ઓવારા સાથે લોઢાની મજબૂત સાંકળો જડેલી છે, તે પકડી પગથીઆંપર બેસી લોટાથી ન્હાવું જોઇએ. ડુબકી મારવાની હિમ્મત કદી કરવી નહિ. અહીંથી ઘણા યાત્રીઓ તણાઇ ગયા છે. અહીંથી આગળ જતાં ગંગાજળ એવા જોરથી વહે છે કે પચાસ પોણોસો ફીટ ઉંચે પાણી ઉડે છે, કેટલીએક જગોએ યાત્રીઓને છાંટી નાંખે છે.

**પાંડુકેશ્વર**—અહીંથી પાંચ મૈલપર **પાંડુકેશ્વર** આવે છે. એને **યોગબદ્રી** પણ કહે છે. અહીં બદ્રીનારાયણની **પદ્માસસ્ન** બદ્ધ ધાતુની અતિ સુંદર ધ્યાન કરવા યોગ્ય દિવ્ય મૂર્તિ છે. બીજી વાસુદેવની મૂર્તિ છે. તે પણ ધાતુની છે. બન્નેની પૂજા એક પૂજારી કરે છે. અહીં એક ડુંગરના શિખરપર પાન્ડવો બરફમાં ગળી ગયા હતા એમ કહેવાય છે. તેમજ પાન્ડુ રાજાએ મૃગરૂપી મુનિને બાણુથી માર્યો તથા માદ્રી સાથે સંગ કરવાથી શાપિત થઇ અહીં પોતાનો દેહ મૂકયો છે. વળી પાન્ડુ, કુંતિ, તથા માદ્રીએ તપશ્ચર્યા પણ અહીં કરી હતી, અને મંત્ર શકિત વડે કુંતિએ અહીં પાંચે પાન્ડવોને જન્મ આપ્યો હતો. અહીંથી આગળ જતાં **શેષધારા** આવે છે. ત્યાં શેષની મૂર્તિ આવે છે, અને શેષ નામની ધારા વહે છે. અહીંથી **લાંબગડ** આવે છે, ત્યાં કાળી કામળીવાળા બાબાજીની ધર્મશાળા છે. અહીંથી **હનુમાનચટ્ટી** ચાર મૈલપર આવે છે. જેમ કેદારનાથ જતાં **રામવાડા ચટ્ટી** છેલ્લી આવે છે, તેમ બદ્રીનારાયણ જતાં આ ચટ્ટી છેલ્લી આવે છે. જેવી ત્રિયુગી નારાયણમાં ઠંડી પડે છે, તેવી અહીં પડે છે. અહીં હનમાનજીનું મંદિર છે. વૈખાનસ મુનિનો પૂર્વે એ આશ્રમ હતો. મરૂત મહારાજે અહીં એવો મોટો યજ્ઞ કર્યો હતો કે આજદિન સૂધી એવો યજ્ઞ થયો નથી. આજુ બાજુપર ખોદતાં હજુ પણ બળેલા તલ, યવ, તથા અંગારા નીકળી આવે છે. આ પર્વત જ યજ્ઞના ભસ્મનો છે એમ માનવામાં આવે છે. અહીં ધૃતગંગા આવીને મળી છે. આગળ જતાં બે ત્રણ ચઢાઇ આવે છે. એ ચઢાઇ કેદારેશ્વર જતાં જે કટ્ટી ચઢાઇ ચઢવી પડે છે તેવી અઘરી નથી. અહીંની હવા હલકી છે. થોડું ચાલવાથી હાંફ શરૂ થાય છે. પર્વતપર ઝાડપાન કશું જણાતું નથી.

ચારે તરફ લીલ તથા બરફ જણાય છે. હનુમાન ચટ્ટીથી ત્રણ મૈલ દૂર કુંચનગંગા આવીને મળે છે. તેના આચમન માર્જનથી, તેમજ સ્નાનથી મનુષ્યને અનેક જન્મ સૂધી દરિદ્રતા પ્રાપ્ત થતી નથી. નજદીકમાં કુબેરશિલા છે, તેનાં દર્શન તથા પૂજનથી કુળમાં દરિદ્રતા પ્રવેશ કરતી નથી. એની પાસે દેવદેખની સ્થાન છે. અહીં ગણેશજીની મંગળમૂર્તિ છે. અહીંથી બદ્રીનાથ પુરી તથા મંદિરની ઝાંખી અત્રેથી થાય છે. અહીં એક મૈલપર બદ્રીનાથનું પ્રખ્યાત ચતુર્થ ધામ આવે છે. રસ્તામાં સહેજ સાજ થોડું થોડું બરફ આવે છે. જરાએ ધારતી લાગતી નથી. ઉલટો આનંદ થાય છે. ચઢાઇ ઉતરાઇ કઠણ આવે છે. બદ્રીનાથપુરી ગઢવાળ જીલ્લામાં અલકનંદા નદીના કિનારા ઉપર આવેલી છે. પાંચસો સાતસો ઘરની વસ્તિ છે. બપોરના તડકો પડે છે. પણ સવાર સાંજ સગડી વગર ચાલે નહિ. ગરમ ધાબળીઓ વગેરે ભાડે મળે છે. શ્રી બદ્રીનારાયણ જેને ત્યાંના સર્વે યાત્રીઓ બદ્રીબિસાલ કે બદ્રીબિસાલલાલ કહે છે, તેનું પથ્થરનું મંદિર સુંદર સુવર્ણના ઘુમટવાળું છે. મુખ પૂર્વ તરફ છે. અંદર ત્રણ ભાગ પાડેલા છે. છેલ્લા ભાગમાં બદ્રીનારાયણની મૂર્તિ છે. મંદિરમાં દાખલ થતાં સામેજ બદ્રીબિસાલલાલની કાળા પાષાણની, પારસમણિની મૂર્તિ છે. તે પદ્માસન તથા ચતુર્ભુજ યુકત છે. તેને રત્નજડિત મુકુટ તથા અનેક પ્રકારનાં આભૂષણો આદિથી શણગારી સુશોભિત કરવામાં આવે છે. સવારના જ્યારે સ્નાનવિધિ થાય છે, ત્યારે આ આભૂષણો ઉતારવામાં આવે છે, તે વખતે ઠાકોરજીનાં નિર્વાણ દર્શન થાય છે. જમણી બાજુપર લક્ષ્મીજી, નરનારાયણ, નારદજી, ઉદ્ધવ, ગણેશ, કુબેર તથા ગરૂડજીની મૂર્તિઓ છે. યાત્રીઓને બદ્રીબિસાલનાં અલૌકિક દર્શન કરતાં જરાએ ચસવાનું મન થતું નથી. પણ બીજા યાત્રીઓને દર્શનનો લાભ આપવા માટે મંદિરની અંદરના પહેરાવાળા ચોબદારો થોડા થોડાને અંદર લઇ, થોડીવારમાં તેમને બહાર કાઢે છે. આ વખતનો દેખાવ બહુજ દયામણો હોય છે. યાત્રીઓ મંદિરમાં દાખલ થયા કે મંદિરના માણસો તેમને ખભે હાથ રાખીને તેમને કહે છે કે "ભેટ ધરો; દો આની, ચાર આની, રૂપિઆ કે ગીની મોહોર, જો મરજી ચાહેસો ધર દો." અમૂક ભેટ ધરવાનો આગ્રહ કોઇ કરતું નથી. ભેટ ધરી રહ્યા કે સેવકો કહે છે કે "દેખો સામને બદ્રીબિસાલલાલ હય, પાસમેં કુબેરજી હય, બાજુમેં લક્ષ્મીજી, નારદજી અરૂ નરનારાયણ હૈ" ઇત્યાદિ કહીને પુછે છે "કયું દર્શન હો ગયા?" યાત્રી હા કહે છે એટલે કહે છે "બોલો બદ્રીબિસાલલાલકી જય" એટલું બોલી ખભો કે ગરદન પકડી આસ્તેથી બહાર કાઢે છે. આ બધું પાંચ મિનિટમાં

પૂરૂં થઇ જવાથી યાત્રીઓને જેવો કેદારેશ્વરનાં દર્શનથી સંતોષ થાય છે, તેના કરતાં પા અંશે પણ સંતોષ થતો નથી. અહીં તેઓ લાચાર બની જાય છે. એટલું સારૂં છે કે અહીંના સેવકો ઝાપટો મારતા નથી. ઉલટું બહુ નરમાશથી કામ લે છે.

લક્ષ્મીજીનું મંદિર બહારના કંપાઉંડમાં જમણા હાથપર છે. મૂર્તિ નાની પણ સુશોભિત છે. જગન્નાથજીમાં મોટું રસોડું છે, તેનાથી નાના પ્રમાણમાં તેવુંજ અહીં બદ્રીવિશાલનું રસોડું, લક્ષ્મીજીના મંદિર પાછળ છે. ત્યાં દરરોજ ત્રણ ચાર મણ ચોખા ભોગ માટે ચડે છે. એને ચંડાળ પણ અડકી જાય તો એ તે છુવાતો નથી. એ પ્રસાદ આરોગતાં જે કોઈ શંકા કરે છે તેને પાપ લાગે છે. બદ્રીવિસાલલાલના મદિરના ખુણામાં જગન્નાથથી જે યાત્રીઓ સોટીઓ લાવ્યા હોય છે તે મૂકવામાં આવે છે. અહીંના પૂજારી રાવળજી શ્રદ્ધાપૂર્વક ભારે ઠાઠમાઠથી પૂજા કરતાં બે કલાક લે છે. જેમ જગન્નાથજીમાં જગદીશનો પ્રસાદ છુવાતો નથી, તેમ બદ્રીનાથનો પ્રસાદ પણ છુવાતો ન હોવાથી, સર્વે ઉંચ નીચ સ્પર્શાસ્પર્શનો વિચાર કર્યા વગર ભાવથી આરોગે છે. ઝંપાનવાળા મજૂરો, જેઓ માર્ગમાં આપણી રાંધેલી રસોઇ ખાતા નથી, તે પણ આ પ્રસાદ આપણી પાસે ભાવથી માગી આરોગે છે. જગન્નાથની પેઠે અત્રે હટકો પણ થાય છે. તેમાં ભરેલાં નાણાં બદ્રીનારાયણના ભોગમાં જ વપરાય છે. આ ભૂમિ સમુદ્રની સપાટીથી ૧૦,૪૦૦ ફીટ ઉંચી છે. અહીંનો બજાર સારો છે. ઘણી ચીજો મળે છે. શુદ્ધ શિલાજીત પણ મળે છે. પુરી, બટાકા વગેરે તૈયાર રસોઇ પણ મળે છે. દૂધ પણ મળે છે. મહારાજાઓ તથા ધનાઢ્યોએ ધર્મશાળા ઘણી બંધાવી રાખી છે. પણ કેટલીક ધર્મશાળાના રખેવાળો ભાડું લીધા વગર ઉતારો આપતા નથી, એ ખેદભરેલું છે. શ્રી કાળી કામળીવાળા બાબાજીની ધર્મશાળામાં પૂરતી સગવડ છે. અહીં સાધુસંતોને ઉનની ધાબળી, કાચું તથા પાકું સીધું વગેરે દરરોજ આપવામાં આવે છે. યાત્રીઓને પણ રાત્રે ઓઢવા પાથરવાનું આપવામાં આવે છે. કેટલાક પુરી નિવાસીઓને પણ આ ધર્મશાળા તરફથી આશ્રય મળે છે. અહીં પોસ્ટ ઑફીસ, દવાખાનું તેમજ પોલીસ ચોકી પણ છે.

બદ્રીકેદારનું મંદિર ગામથી ઉંચે ટેકરીપર છે, તેને પગથીઆં છે. તે ઉતરતાં નારદ કુંડ આવે છે. એ કુંડનો મહિમા બહુ શ્રેષ્ટ છે. એ કુંડના ઉપરના ભાગમાં તપ્ત કુંડ આવે છે, તે બહુ સારો છે. ગરૂડ શિ-

લાની નીચેથી ઉના પાણીના બે ઝરા નીકળે છે, અને કુંડમાં પડે છે. અહીં સુવર્ણ, ઘોડા, અને ભૂમિદાન દેવાથી મહત્ ફળ પ્રાપ્ત થાય છે. અહીં કેદાર નામનું એક શિવલિંગ છે. તેનાં દર્શન તેમજ પૂજનનું ફળ પણ ઘણું શ્રેષ્ઠ છે.

**બ્રહ્મકપાલી**—બદ્રીનાથની ઉત્તરે ગંગા કિનારે દશ મિનિટના રસ્તા-પર બ્રહ્મકપાલી આવે છે. ત્યાં શ્રાદ્ધ કરી બદ્રીનાથના મહાપ્રસાદ વડે પિંડ આપવાથી પિતૃઓને અક્ષય મુક્તિ મળે છે, અને તેના બદલામાં તેઓ તેને મનવાંચ્છિત ફળ આપી આશિર્વાદ દે છે. અહીં શ્રાદ્ધ તથા તર્પણાદિ કરવાથી આગલી તથા પાછલી સો પહેડીઓના વંશજોની મુકિત થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. આથી મનુષ્ય પિતૃના ઋણમાંથી મુકત થાય છે. વળી અહીં શ્રાદ્ધાદિ ક્રિયા જે કરે છે તેને બીજે કોઇપણ સ્થાને ફરી તેવી ક્રિયા કરવાની શાસ્ત્રે ના પાડી છે. કદાચ ભૂલમાં કોઇ કરે તો તેથી તેના પિતૃઓ ઉલટા ગુસ્સે થાય છે, કારણ કે મુકત થયલા પિતૃઓને પાછા મનુષ્ય લોકમાં બોલાવવાથી તેમની અધોગતિ થાય છે, અને તેઓ તેથી નારાજ થઇ શાપ દે છે. અહીં શ્રાદ્ધાદિ વિધિ સંસ્કૃતમાં વાંચીને કે મોઢે ભણીને કરાવે છે.

બદ્રીનાથ પૂરી આગળ સ્નાનના ઘણા કુંડો છે. પણ મુખ્ય અલક-નંદા નદી અને તપ્ત કુંડ છે. તેમાં સ્નાન કરવાનું મહાત્મ્ય મોટું છે. અહીં ચારે મેર ઠેર ઠેર બરફ પડે છે. છતાં આવી જગોએ ઉષ્ણ પાણીના કુંડ!! ઇશ્વરની કેવી અદભૂત લીલા છે. આવો કુંડ ન હોત તો યાત્રીઓ શામાં, અને કેવી રીતે પાણી ઉના કરી નહાતે. ખરે આ કૈલાસપૂરી કહે-વાય છે તેમાં કશી નવાઇ નથી. આ તપ્ત કુંડમાં નાહવાથી અનેક શ્રદ્ધાળુ મહાત્માઓને વિમાન મળ્યાં છે, એમ એ યાત્રાના મહાત્મ્યમાં વર્ણવેલું છે. અહીં ઋષિધારા, કુર્મધારા, પ્રહલાદધારા, તપ્તકુંડ અને નારદકુંડ નામનાં પંચતીર્થ છે, તેમાં સ્નાનાદિ આચમન કરવાં જોઇએ. વળી નારદ શિલા, વારાહ શિલા, નૃસિંહ શિલા, ગરૂડ શિલા, અને માર્કંડ શિલા નામની પાંચ શિલાઓ છે. તેનાં દર્શન પૂજાદિ કરવાથી મનવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. અહીં ત્રણ કે પાંચ રાત્રી રહેવાનું મહાત્મ્ય છે.

**વસુધારા**—બદ્રીનાથથી ચાર મૈલ દૂર વસુધારા નામનું અતિ દુર્લભ તીર્થ છે. એ ધારા ઘણા ઉંચા કૈલાસથી પડે છે, અહીં આઠ વસુઓએ તપશ્ચર્યા કરી હતી. કહે છે કે જારથી પેદા થયેલા તથા પાખંડ વ્યવહારી મનુષ્ય ઉપર એ ધારા પડતી નથી. રસ્તામાં **માણાગામ** આવે છે, ત્યાં માર્ચ્છા જાતના વ્યાપારી માણસો વસે છે, તેમનો વ્યાપાર તિબેટ, ભૂતાન

સાથે ચાલે છે. માણાગામની નજદીક વ્યાસ પુસ્તક અને સરસ્વતિ ગંગા અલકનંદામાં મળે છે. વ્યાસજી મહારાજે અહીં બેસી શ્રીમદ્‌ભાગવતાદિ અઢાર પુરાણો રચ્યાં હતાં અહીંથી ચૌદ મૈલપર સત્યપદ આવે છે. એ માર્ગ કેવળ બરફથી ઢંકાયલો રહે છે. ત્યાં ત્રિકોણ કુંડ છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્ય ફરી માતાની ગોદમાં બેસી સ્તનપાન કરતો નથી.

બદ્રીનાથથી આગળ ચાલતાં બીજાં ઘણાં તીર્થો ને સ્થાનો છે, પણ રસ્તા બહુજ કઠણ ને બરફથી ભરપુર, તેથી યાત્રીઓ વિશેષ આગળ વધતા નથી. પણ કોઇ કોઇ ફક્કડ સાધુબાવાઓ જાય છે. અહીં બદ્રિ-બિસાલનાં દર્શન થયાં, એટલે બદ્રિકેદારની યાત્રા સંપૂર્ણ થઇ. અત્રે યાત્રાઓ ઘણું કરી ત્રણ રાત્રિ રહી, પોતાને ધન્ય માની ઘર તરફ પાછા વળે છે. બદ્રિ-નારાયણથી પાછા વળતાં ૪૮॥ મૈલ લાલ સાંગા પાછા એજ માર્ગે અવાય છે. ત્યાંથી કેદારેશ્વરનો રસ્તો મુકી દઇ, પૂલ ઉતરી, બીજી સડક ફાટે છે. રસ્તામાં કોયલચટ્ટી તથા મઠિયાણાચટ્ટી આવે છે. એ રીતે ૭ મૈલ પછી નંદપ્રયાગ આવે છે. અહીંનો બજાર સારો છે, અલકનંદાને મંદાકિની અહીં મળે છે. અહીં સ્નાનાદિ, પિતૃને પિંડ તથા તર્પણ કરવાથી મોટું પુણ્ય પ્રાપ્ત થાય છે. દુર્ગા ચંડિકા તથા વલ્લિબ્કેશ્વર મહાદેવ અહીં બિરાજે છે. તેમનાં પૂજન તથા દર્શન કરવા લાયક છે. અહીં એક રાત્રિ નિવાસ કરવો જોઇએ. કારણ અહીં સૂની બદ્રિકાશ્રમ છે. અહીં ચંવર શિલાજીત વગેરે મળે છે. મેદાન છોડી ત્રણ મૈલ દૂર સોનલાચટ્ટી આવે છે. ત્યાં બે ત્રણ દુકાનો છે. પણ ત્યાંનું પાણી ગરમ હોવાથી તંદુરસ્તિ બગાડે છે. ત્યાંથી દશ મૈલપર કર્ણપ્રયાગ આવે છે. રસ્તામાં મીલહાડાકોટી તથા લંગાસૂ તથા જયકંડિચટ્ટીઓ આવે છે. અહીં પિંડરગંગા આવી અલક-નંદાને મળે છે. કર્ણ મહારાજે અહીં મોટો યજ્ઞ કર્યો હતો. તેઓ એક ભાર સોનું રોજ દાન કરતા હતા. એમનું મંદિર નદી કિનારે છે. અહીં કર્ણકુંડ શ્રેષ્ટતીર્થ છે, તથા ઉમાદેવીનું મંદિર છે. ગામ સારૂં છે. જે જોઇએ તે મળે છે, કાળી કામળીવાળા બાબાજીની ધર્મશાળા છે. ટપાલ, પોલીસને દવાખાના છે. અહીંથી બે રસ્તા ફૂટે છે. એક પાછો રૂદ્રપ્રયાગ થઇ શ્રીનગર જાય છે. બીજો મેળચોરી થઇ કાટગોડામ જાય છે. યાત્રીઓ પોતાની સગવડ મુજબ રસ્તો લે છે. કેટલાક શ્રીનગરથી પૌડી રહી કોટદ્વારના સ્ટેશનપર જાય છે. આ રસ્તો સારો છે, પણ એક મજલ ચઢઇ આવે છે, અહીંથી ત્રીજે દિવસે કોટદ્વારની પગ મેળની મુસાફરી પુરી થાય છે. પણ યાત્રીને એ પાંચ દિવસે પુરી કરવાથી આરામ રહે છે.

કર્ણપ્રયાગથી મૈલ ચોરી તરફ જતાં ચાર મૈલપર **સંમેલીચટ્ટી** આવે છે. ત્યાં પ્રસિદ્ધ **ભગવતિ ચંડિકા** છે, ત્યાંથી ૮ મૈલપર **આદિબદ્રિ** આવે છે. રસ્તામાં સિરોલી તથા ભટોલી ચટ્ટીઓ આવે છે. આદિબદ્રિનું મંદિર તથા બીજા નાના મંદિરો ત્યાં છે. આઠ દશ દુકાનો, તથા ધર્મશાળા છે. અહીંથી ૫ાા મૈલ દૂર **જેંકાપાનીચટ્ટી** આવે છે. ત્યાંથી બે મૈલની ચઢાઇ લાગે છે. જંગલ સઘન છે. એ ચઢાઇ ચઢી રહ્યા પછી **કાલામાટી** નામની ચટ્ટી આવે છે. પછી ઉતરાણ લાગે છે. ૩ાા મૈલ પછી ઘોનાર ઘાટ આવે છે. અહીં પોલીસ ચોકી, ટપાલ, તથા દવાખાનું છે. આઠ દશ દુકાનો છે, પાસે રામગંગા વહે છે. અહીંથી **મેહલચોરી** છ મૈલ દૂર છે. ગામ મોટું છે. ટપાલ, પોલીસ, ને દવાખાનું છે. અહીંથી ઝંપાન તથા બોજા ઉઠાવવાવાળા પોતાનું ભાડું લઇ પાછા ફરે છે. ગઢવાળ જીલ્લાની હદ અહીં પૂરી થાય છે. અહીંથી નવા ઝંપાન તથા બોજાવાળા સાથે પઠણુ કરવી પડે છે. અહીંથી આઠ મૈલપર **ગનાઇ** આવે છે. ત્યાંથી ૪ાા મૈલપર **મહાકાલચટ્ટી** આવે છે. ત્યાંથી ૧ મૈલ **શાહપુરચટ્ટી**, ત્યાંથી ૨ાા મૈલપર **ઘરાટચટ્ટી**, ત્યાંથી ૪ાા મૈલપર **અમીરચટ્ટી**, અને ત્યાંથી ૬ાા મૈલ પછી **દ્વારાહાટ** આવે છે. તે સુંદર છે. બજાર તથા દુકાનો સારી છે. જોઇએ તે વસ્તુ મળે છે. અહીંથી પાંચ મૈલ દૂર **પોખરચટ્ટી** આવે છે, અને ત્યાંથી ૧ મૈલ **વાંસુલીસેરા** ને ત્યાંથી ૫ મૈલપર **મંજખાલીચટ્ટી** આવે છે. ત્યાંથી અર્ધો મૈલ દૂર એક સુંદર ધર્મશાળા છે. મંજખાલીથી આઠ મૈલ દૂર **રતનીખેત** આવે છે. જ્યાં સરકારી છાવણી છે, તેમાં ગોરૂં લશ્કર રહેછે. હવાપાણી સુંદર આરોગ્યવાળાં છે. બજાર પણ મોટો છે. અહીંથી નવ મૈલ દૂર **શીતળાચટ્ટી** આવે છે. પહેલા એક મૈલની સુગમ ચઢઇ છે. આ શીતળાચટ્ટીથી ૫ાા મૈલપર **કાકડીઘાટચટ્ટી** આવે છે. ત્યાંથી ૫ાા મૈલ દૂર **ઐરના** આવે છે. બજાર મોટો છે. ધર્મશાળા પણ છે. અહીંથી ૧ાા મૈલપર **ગરમપાનીચટ્ટી** આવે છે. એ ધામે યાત્રીને આરામ સારી રીતે મળે છે. અહીંથી બે મૈલપર **રામગઢ** અને ત્યાંથી ૧ મૈલ દૂર રાની ઘાટ આવે છે. ત્યાં સરકારી કેમ્પ છે. ત્યાંથી એક મૈલપર બચખેત, તલાનિંગલાટ અને કૈંચીચટ્ટીને ૨ મૈલપર **મલ્લાનિંગલ્લાટ** આવે છે. અહીં દુકાનો છે. અહીંથી બે મૈલપર **ભવાલી** આવે છે. જ્યા પાંચ છ દુકાનો તથા સરકારી કેમ્પ છે, બે મોટી ધર્મશાળા છે. સ્મશાન ઘાટ છે. એક મૈલપર ફસોલીચટ્ટી ને ત્રણ મૈલપર **ભીમતાલ** છે. ત્યાં બજાર ધર્મશાળા, કેમ્પ વગેરે છે. અહીં એક તળાવ છે. ત્રણ મૈલ દૂર ડુંગરપર એક બીજું તળાવ છે, સવા બે મૈલપર કચિસડલીમાં પાણીનું પરબ છે.

ત્યાંથી ૧।।। મૈલપર નંદાદેવીમાં પાણીની સુંદર ધારા છે. ભીમતાલથી શની૦ બાગ પાંચ મૈલ છે. રસ્તો ઉતરાઇનો છે. બજાર મોટો છે. મકરસંક્રાંતિપર અહીં ભારી મેળો થાય છે. અહીંથી બે મૈલપર કાટગોડાઉન આવે છે, જ્યાંથી રેલ્વેસ્ટેશન દ્વારા યાત્રી મરજી મુજબ મુસાફરી કરે છે.

આવી કષ્ટદાયી યાત્રા કરવાનો આપણા શાસ્ત્રકારોનો મુખ્ય ઉદ્દેશ પરમાત્માપર આસ્થા વધારવાનો તથા પરમાત્મા રચિત સૃષ્ટિની વિચિત્રતાનો ખ્યાલ ઉત્પન્ન કરી, તેના સર્વ શકિતપણાના જ્ઞાનની મનમાં દઢતા કરી, સગુણ ઇશ્વરની ઉપાસના કરવાનો છે. તથા તેમ કરી મુકિતનાં સાધનો સંપાદન કરવાનો છે. કબિરે કહ્યું છે કે "પથ્થર પૂજે હર મીલે તો મેં પૂજું સારા પહાડ" આ કહેલું ખોટું નથી. તેના કહેવાનો ભાવાર્થ સમજી ઘણા માણસો પાષાણાદિ મૂર્તિપરથી આસ્થા ઉપાડી અધવચ લટકતા રહી ગયા છે, એનો કહેવાનો ભાવાર્થ એ છે કે મૂર્તિને પથ્થર ભાવનાથી પૂજવાથી કશો અર્થ સિદ્ધ થતો નથી, પણ તેના અધિષ્ટાનરૂપ ઇશ્વર ભાવનાથી પૂજનાદિ કરવાથી તે રૂપ થવાય છે. કારણ ફળદાતા ભાવના છે. માટે જે ઉદ્દેશથી ઉપાસના કે ભકિત કરવામાં આવે છે, તેવા ફળની સિદ્ધિ થાય છે. સાત્વિક, રાજસ, કે તામસ જેવા ઉદ્દેશથી કર્મ આચરવામાં આવે છે તેવા ફળ પ્રાપ્ત થયા વગર રહેતાં નથી અર્થાત્ દાનાદિ પૂજા વૃથા જતી નથી.

બદ્રિકા ભૂમિને તપોભૂમિ કહે છે, કારણ એ પ્રદેશમાં અનેક મહાત્મા તથા શ્રીકૃષ્ણ, શ્રી શંકરાચાર્ય વગેરે, ઇશ્વર અવતારોએ વાસ કર્યો હતો. મહાત્મા ધર્મે દક્ષની પુત્રી મૂર્તિ દેવીથી પ્રસિદ્ધ અવતાર નરનારાયણને ઉત્પન્ન કર્યા હતા. સૂર્યના પુત્ર વૈવસ્વત મનુએ અહીં દારૂણ તપશ્ચર્યા કરી હતી. ઋષિ મંડળી ધર્મ તત્ત્વ જાણવા માટે વ્યાસ દેવજીની સાથે શ્રી બદ્રિકાશ્રમ આવ્યા હતા- સરસ્વતિ ગંગાને કિનારે બેસી વ્યાસજીએ શ્રીમદભાગવતાદિક અઢાર પુરાણ રચ્યા હતાં. પાંડવોની ગોત્રહત્યા તથા શિવજીની બ્રહ્મહત્યા આ બદ્રિકાશ્રમમાં નિવૃત થઇ હતી. ઉદ્ધવજીએ ઘણીએ ભકિત કરી છે, પણ તપશ્ચર્યાની સિદ્ધિ તેને બદ્રિકાશ્રમમાં જ પ્રાપ્ત થઇ છે. કહ્યું છે કે:—

बहूनि सन्ति तीर्थानि दिवि भूमौ रसातले ।
बदरी सदृशं तीर्थं न भूतं न भविष्यति ।।

**અર્થ:**--સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ વિષે ઘણાં તીર્થો છે, તો પણ બદ્રિકાશ્રમ સમાન તીર્થ થયું નથી, ને થશે પણ નહીં. ભાગવતાદિ અદ્વૈત

માર્તણ્ડમાં પણ લખ્યું છે કે હિમાલયનો મુલક સૌથી શ્રેષ્ઠ છે. અત્રેના વતનીઓ દેવતા જેવા છે. અહીં એક એક પગલે યજ્ઞ થયેલા છે. એ પવિત્રભૂમિનાં દર્શનથી પાપમુક્ત થાય છે, તો પછી તે ભૂમિપર ચલનાદિ સ્પર્શથી પુરૂષ પાપમુક્ત થાય તેમાં શી નવાઇ ? આ યાત્રા કરતાં સવા લક્ષ પર્વતોના સમાગમ થાય છે, તે બધા ઋષિ મુનિઓની તપશ્ચર્યાના આશ્રમો હોવાથી પાપ નિવારણ કરી, અંતઃકરણ શુદ્ધ કરવાના સાધનો થઇ પડે છે. શ્રદ્ધાપૂર્વક ભાવના રાખવી જોઇએ. હિમાલયના મૂળમાંથી અનેક ગંગાધારા નીકળી જૂદા જૂદા નામ ધારણ કરી મૂળ ગંગાને મળેછે. આ એકાન્ત પ્રદેશમાં વસિષ્ઠાશ્રમ, મુચુકુન્દાશ્રમ, દ્રોણાશ્રમ, કણ્વાશ્રમ, કપિલાશ્રમાદિ અનેક શ્રેષ્ઠ આશ્રમો છે, માટે એ પ્રદેશને તપોભૂમિ કહે છે. વિષય ભૂમિ નથી.

આવી રીતે આ એકાન્ત તપોભૂમિ પાપની નિવૃત્તિ કરી પુરૂષને પરંપુરૂષાર્થમાં જોડે છે. માટે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે આ પવિત્ર સ્થળોની યાત્રા જેણે કરી છે તેના જન્મને ધન્ય છે. અર્થાત્ તેણે મનુષ્ય યોનિમાં અવતરી પોતાનો ફેરો સફળ કર્યો છે. આ યાત્રાથી અનેક જન્મના બ્રહ્મહત્યાદિ જેવા મોટામાં મોટાં પાપો દૂર થાય છે, તો પછી નાના નાના કયાં રહ્યાં? માટે જેનાથી બની શકે તેણે આ તપોભૂમિની બદ્રિકેદારેશ્વરાદિ યાત્રાઓ કરવી એ આવશ્યક છે.



## મી. મગનલાલ દલપત્તરામ ખખ્ખરના મોસાળનું વંશવૃક્ષ.

પ્રથમનિવાસ-નવાનગર. ત્યાં ધનજી દામજીના ચાર પુત્રો શિવદાસ,મોનજી,વિસન,અને ટોપણે સં.૧૮૨૫ની સાલમાં નવાનગરમાં વાવ બંધાવી, અને ભાવનગર આવી વસ્યા.

વેદ-યજુર; ત્રિપ્રવર; બ્રહ્મગાયત્રિ; શાખા-માધ્યંદિની; ગોત્ર ઔરવ; મળશાખ કપર; પેટા નખ-શનિશ્વરા; ગોર-લચ્છા; કુળદેવી ખોડીઆર અને આશાપુરા.

મૂળ અમરકોટના તે સાચોરમાં રહ્યા.

દામજી
|
ધનજી
|
શિવદાસ — મોનજી — વિસન — ટોપણ

શિવદાસ: પરસોતમ, હરી, કલ્યાણજી
મોનજી: કાશીરામ, શામજી, ગોપાળ
વિસન: ત્રિકમજી
ટોપણ: ભીમજી, ૦

પરસોતમ → રામજી → કરસન
હરી → ૦
કલ્યાણજી → ૦
કાશીરામ → ૦
શામજી → ૦
ગોપાળ → ૦
ત્રિકમજી → રામજી માંડવીમાં
ભીમજી → ખેતસી સ્ત્રી ગોમતી → ઓધવજી સ્ત્રી ગંગાબાઇ

કરસન: આણંદજી, વલભજી ભાવનગરમાં છે., ત્રિભુવન., જાદવજી સ્ત્રી તેજબાઇ

વલભજી: મેઘજી સ્ત્રી શામબાઇ તે ધનબાઇની પુત્રી., જમના
પુત્રી | ત્રણ
દિવાળીબાઇ → ૦
દેવકુંવરબાઇના પુત્ર છગનલાલ *પુત્રમગનલાલ બળવંત *તુલજાગૌરી
*રામકોર, *ત્રિભુવન, *હરગોવન
ગોદાવરી, *દીવાળી, દીકરી, છગન

જાદવજી: ગીગો, ભગવાન સ્ત્રી જમક → ૦
* પુરીબાઇના પુત્ર

ઓધવજી: જેરામ, હંશરાજ, માધવજી, મુળજી
જેરામ સ્ત્રી વેલબાઇ: અમરત, શામજી, રામબાઇ, રતનબાઇ
શામજી સ્ત્રી માણેક: દામોદર, *નંદુબાઇ, હીરીઓ, રણછોડ
રણછોડ → વીઠલ

સંશોધન કરનાર
મગનલાલ દલપત્તરામ ખખ્ખર.
સને ૧૯૦૮. સંવત ૧૯૬૪. મુબઇ.
૧-૧૦-૧૯૦૮

* આ નિશાનીવાળા પુરૂષો હયાત છે.

## મી૦ મગનલાલ દલપત્તરામ ખખ્ખરના દ્વિતીય શ્વશુર રૂઘનાથ હેમરાજ મર્થકનું વંશવૃક્ષ.

વેદ-યજુર્; ત્રિપ્રવર; બ્રહ્મગાયત્રી; શાખા-માધ્યંદિની; મૂળનૂખ-મહેર; પેટાનુખ મર્થક;

ગોત્ર-કૌંડન; ગોર-રાજગર; કુળદેવી-ખોડીયાર તથા ગઢેચી.

હાલ નિવાસ સ્થાન અમરેલી-કાઠીઆવાડ. ધંધો-બીબા ઘડવાનો.

કરમસી (આઠમી પેઢી).

માવજી

હેમરાજ

- અભજી રહેવાસી કુંડલાના
  - માહા
    - લાધો
      - હેમરાજ
        - રૂઘનાથ
          - *બ્રી રતનબાઇ
            - બોઘાભાઇ
            - જુઠાભાઇ
            - *માધવજી (બ્રી મણી.)
              - હરિલાલ
            - પ્રેમબાઇ
            - હીરબાઇ
            - હરખબાઇ
            - અવલબાઇ
            - *મણિગૌરી ઉર્ફે ઉત્તમ સાથે મી૦ મગનલાલનો દ્વિતીય ગ્રહસ્થાશ્રમ સં. ૧૯૬૧ માં થયો.
              - બે પુત્ર ગત થયા.
          - સ્ત્રી રૂપબાઇ શિહોરમાં રહે છે.
            - ૦
          - *બ્રી પુરીબાઇ
            - *પ્રમાણંદદાસ
            - પુત્રી બાળુ
        - જાદવજી
        - જીવણ
- શામજી
  - વિઠ્ઠલ
    - ટોપણ
      - *પ્રાગજી રહેવાસી કુંડલાના. હાલ મુબઇ
    - નથુ
    - મેઘજી
- પુંજા
  - ગોપાળજી (રહેવાસી કુંડલાના)
    - કરસન
      - વશરામ
        - *ડાહ્યો (મુંબઇ)
      - *લક્ષ્મીચંદ (મુંબઇ)
      - *ટોપણ (મુંબઇમાં છે)
    - જેતા
      - *મેઘજી
        - *ઓધવજી
    - સુંદરજી
      - નાથાલાલ (ભણે છે)
  - જીવો
    - જાદવજી
      - ૦
    - રાઘવજી
      - ૦

સંશોધન કરનાર

મગનલાલ દલપત્તરામ ખખ્ખર.

સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.

૧-૧૦-૧૯૦૮.

* આ નિશાનીવાળા પુરૂષો હયાત છે.

## શ્રી બ્રહ્મક્ષત્રિય હિતેચ્છુ સભા.

### મેનેજીંગ કમિટીમાં સેક્રેટરી તરફથી કાઢવામાં આવેલું

### સરક્યુલર નં. ૮.

શુક્રવાર, તા. ૨ જી જાનેવારી ૧૯૦૪.

આપણી સભાના પ્રમુખ ભાઇ મગનલાલ દલપત્તરામ ખખ્ખર યાત્રા કરીને થોડા વખતમાં અત્રે આવનાર છે, માટે તેઓ આવે તે વખતે આપણી સભા તરફથી યોગ્ય સત્કાર થવો જોઈએ. તેના સંબંધમાં સર્વે બંધુઓ પોતાના અભિપ્રાય દર્શાવશે એવી આશા છે.

**સેક્રેટરી.**

સર્વાનુમતે ઠરાવ.

**ભાઈ મગનલાલ દલપત્તરામ ખખ્ખરને,** આવે તે વખતે સ્ટેશન ઉપર યોગ્ય માન આપવું. ( ફુલનો હાર તથા તોરા આપવા. )

શ્રી બ્રહ્મક્ષત્રિય હિતેચ્છુ સભા.

તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૦૪.

**પ્રિય બંધુ,**

મેનેજીંગ કમિટીએ કરેલા ઠરાવ મુજબ આપણા માનવંતા પ્રમુખ સાહેબ બંધુ **મગનલાલ દલપત્તરામ ખખ્ખરને** સત્કારવા માટે આવતી કાલે ( શુક્રવારે ) તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૦૪ ને દિને સવારના બરોબર ૭ વાગે બોરીબંદરના સ્ટેશન ઉપર જરૂર પધારવા તસ્દી લેશો.

લી૦ સ્નેહી,

**પુરૂષોત્તમ પદ્મસિંહ કાકુ.**

સ્ટેશન ઉપર મેલાવડો.

શુક્રવાર, તા. ૧૨ મી ફેબ્રુઆરી, ૧૯૦૪.

ગઈ તા. ૨ જી જાનેવારી ૧૯૦૪ ના દિને મેનેજીંગ કમિટીએ કરેલા ઠરાવ મુજબ આપણા **માનવંતા પ્રમુખ બંધુ મગનલાલ દલપત્તરામ ખખ્ખરનો** સત્કાર કરવા માટે આમંત્રણ પત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી તેમાં ૭ વાગાનો વખત જણાવવામાં આવ્યો હતો.

**ભાઈ મગનલાલ દલપત્તરામ ખખ્ખર** બોરીબંદરના સ્ટેશન ઉપર સવારના બરોબર ક. ૫-૪૦ મિનિટે ટ્રેનમાંથી ઉતર્યા હતા, જે વખતે **ભાઇ ચુનીલાલ જગજીવનદાસ** તથા **ભાઈ પુરૂષોત્તમ પદ્મસિંહ કાકુ** હાજર હતા. ભાઈ પુરૂષોત્તમ પદ્મસિંહ કાકુએ ફુલનો હાર તથા તોરો પ્રમુખ સાહેબને પહેરાવ્યો હતો.

વખત અનુકુળ નહીં હોવાથી પાછળથી મેશર્સ પરસોતમ જાદવજી પ્રધાન, ઝીણાભાઈ વિઠ્ઠલદાસ, ઠાકોરદાસ જગજીવનદાસ, ભાણજી કેશવજી, ધરમસી પીતાંબરદાસ, લખમીદાસ ધરમસી, અંબાલાલ જેઠાભાઇ, કાનજી ગીરધર, લખમીદાસ ત્રીકમજી, વાલજી જીવરાજ અને ઓધવજી ઠાકરસી વગેરે આવ્યા હતા.

**વીઠલ પરસોતમ,**

**ઉપ-પ્રમુખ.**



## યોજક—માસ્તર બહેચર નારણજી ઓઝા, કચ્છ, કોઠારા.

### શાર્દૂલ છંદ.

પામો સર્વ પ્રકાર માન મહિમા હૈયા વિષે હર્ષ રહો,
આકાંક્ષા ઉર આપની ઉલટથી વિશ્વેશ પૂરી કરો;
ધર્મે તો દૃઢતા ધરી અધિકને સુખમાં રહેજો સદા,
આપું એવી આશ અંતરથકી ખૂશી રહો સર્વદા.

### દોહરો.

જગદાધાર જગતપિતા, જગત પાળ કરૂણાળ;
અરજ અમારી આટલી, ઉર ધર દીનદયાળ.

### હરિગીત છંદ.

દિલના દયાળુ દેખીઆ સત્પુત્ર દલપતરામના,
શુભ નિતી રીતી કીર્તિથી મુંબાપુરીમાં નામના;
કુળવાન ખખ્ખર કુળવિષે વધતું વધાર્યું માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને.** ૧

જેના પ્રતાપી પૂર્વજો પણ માનથી પંકાયલા,
નિતીજ્ઞ નિવડે નર બધા ખ્યાતિ વિષે અંકાયલા;
એ કુટુંબમાં આ રત્નરુપ રહેજો ખુશીના ખ્યાલમાં,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ કામમાં.** ૨

વિદ્યા વિનોદી ચતુર ને સદ્‌ગુણના ભંડાર છે,
ગરવા વળી ગંભીરાઇ સાથે કીર્તિનો વિસ્તાર છે;
વિદ્વાન સાક્ષર વર્ગમાં પામે અધિક સન્માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને.** ૩

પ્રેમે લખ્યાં છે પુસ્તકો પુરી વિદ્વતા તો વાપરી,
સુંદર સોદાગર, જગડુનાં ચરિત્રો લખ્યાં શોધો કરી;
તીર્થોતણાં વર્ણન લખી સારૂં પહોંચાડ્યું ધ્યાનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને.** ૪

સગાં સંબંધી સ્નેહી કે આશ્રીતને આદર દઈ,
શુભ કામમાં સારી સલાહ ને સહાય દે તસ્દી લઈ;
મોટાઈના આ ચિન્હથી આ કુળ પામે માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને.** ૫

સ્વર્ગીય દલપતરામ પણ, પ્રખ્યાતિ પૂરી પામીયા,
મમતાળુ માયાળુપણે બહુ આશ્રીતો આધારીઆ;
સરકારમાં સન્માન પામી સારૂં પામ્યા માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને.** ૬

આ જીંદગીમાં આશ્રીત બહેચર ઉપકારી એમનો,
સુખરૂપ રહે છે આત્મા પ્રતાપ ખખ્ખર કુળનો;
ઉપકારી થઇ આશીશ દે એ વંશના વિસ્તારને.
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને** ૭

દીર્ઘાયુ બાવાજી રહો શુભ પુત્ર મગનલાલના,
કુળ દીપક ને કર્મી થશે જગમાં વધો બહુ નામના;
વિદ્યા ભણી ગણી ચતુર થઇ ને પામજો સન્માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને.** ૮

દોહરો.

પ્રભુ કૃપાળુ પ્રણમીને, પ્રેમે લાગું પાય;
**ખખ્ખર વંશ જ** ખુશ રહો, એ માગું જગરાય.

## શ્રી. મગનલાલના આવાગમન પ્રસંગે યોજક–દીવના પ્રતિષ્ઠિત શાસ્ત્રી વિદ્વદ્વર્ય હીરજી રામજી અધ્યારૂ.

—+++∞+++—

### मालिनी वृत्त.

प्रवरगुणगणाली रम्यसौजन्यशाली
परमनयविशाली भूतसत्कीर्ति माली ।
उपकृति करणोद्यन्मानसः सज्जनार्यो
जयतु मगनलालः स्वीयवंशावतंसः ॥ १ ॥

### शिखरणी.

गुणग्रामो बाल्यात्प्रभृति विदुषश्चेतासि मुदा
सरस्वत्या साकं निवसति सुखं यस्य सुमतेः ।
निवासोऽत्रास्माकं कथमिति धियादुर्गुणगणैः
परित्यक्तः श्रीमान् वर मगनलालः स जयतु ॥ २ ॥

### शार्दूल.

सन्मत्या व्यवहारमार्गचतुरो विद्याविनोदालयो
विद्वद्वृंदमनः प्रमोदजनकः कारुण्यपूर्णाशयः ।
सत्यासत्यविचारणप्रणयधीर्धर्मावलंबी सदा
जीयाच्छ्री दलपत्तरामतनुजः सौजन्यधन्यश्चिरं ॥ ३ ॥

तीर्थानामवगाहनेन बहुधा सद्द्रव्यदानेन वा
स्वात्मानं कृतकृत्यमत्र जनयन् सम्यक् जनन्यासह ।
भक्त्युद्रेकमतंद्रितं शिवपदांभोजे समुल्लासयन्
जीयाच्छ्री दलपत्तरामतनयः सद्भाग्यभाक् भूतले ॥ ४ ॥

યોજક—શાસ્ત્રી પોપટલાલ અંબાશંકર, જામનગર.

## श्रीयुतब्रह्मक्षत्रिय श्रीदलपतरामपुत्रश्रीमगनलालमहाशयानां

## प्रशस्तिपत्रश्लोकाः

—-:o:—

### स्रग्धराछन्दः

श्रीमन्तो मग्नलालाः सततगुरुगुणाः श्रौतवादानुगत्या
ब्रह्मक्षत्रार्यवर्णाः परहितपरमौदार्यगांभीर्यरक्ताः ।
गीर्वाणोद्भूतवाणीप्रभृतिविविधसद्भारतीभाग्यभासो-
भायासुर्भूमिभागेष्वनवरतसदुद्योगयोगप्रसक्ताः ॥ १ ॥

### शार्दूलविक्रीडितं छन्दः ।

वागर्थे भवभूतिसूक्तिनयवत् सर्वे पुमर्थाश्चिरं
यानागत्यानिषेदुरप्रतिहताः स्वस्वाविरोधेन ते ।
मन्वाद्यार्षसुधर्मसत्पथचराः स्वप्नेपि दोषायुता
जीयासुर्निगमक्षतावनकृतेरन्वर्थितस्वान्वयाः ॥ २ ॥

### स्रग्धराछन्दः ।

यद्यद्भूतीन्दिराद्यैरतुलसुरगुणैर्युक्तमेतन्ममांशं
सत्त्वंविद्धीति विष्णोरवितथवचनात्तद्गुणान् यन्निरीक्ष्य ।
विद्वद्विप्रादिवर्णैर्विविधकृतसदातुष्टितुष्टैः प्रशस्ता
दीनानाथाद्यनेकोद्धरणकरणसन्मार्गगास्ते जयन्तु ॥ ३ ॥

## शार्दूलविक्रीडितं छन्दः ।

ये केचिद्धनिनः परार्थघटकास्तेदुर्लभा भारती-
भूषाये दुरवग्रहग्रहसिता निस्वाः परार्थाक्षमाः ।
पद्मापद्मजजानिवासभवनं पारार्थ्यनिष्ठाः सदा-
प्येतेहङ्कृतिवर्जिताः प्रतिभया जीवन्तु दीर्घायुषः ॥ ४ ॥

गुणैस्त्रिभिर्ग्राह्यगुणाधरायां हिताय सेव्याः सुजनैरुपास्याः ।
सतां समाजे विदितार्यवृत्ताः श्रीमग्नलाला दलपत्तनूजाः ॥ ५ ॥
अध्यापककाशिलालः शास्त्रीशुकसंज्ञकश्च गुणतुष्टौ ।
मोहमयीनूतनपुरवास्तव्यौ मग्नलालमनुवदतः ॥ ६ ॥

——:o:——

યોજક—શ્રી માંગરોળ વૈષ્ણવ સુબોધિની પાઠશાળાના અધ્યાપક
શાસ્ત્રી કાશીરામ કહાનજી.

---

श्री खक्खर कुलतिलकम्
दलपतरामात्मजं मगनलालम् ।
हरिर्भक्तं पायात्
प्राणजीवनवर्मणस्तु नप्तारम् ॥ १ ॥

——:o:——

